લેડી વિદ્યાબહેન ર. નીલકંઠ



પંદરમા ગુજરાતી સાહિત્ય સંમેલનનાં પ્રમુખ

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## સંમેલન

પંદરમું અધિવેશન : વડોદરા

અહેવાલ અને વ્યાખ્યાનો

ગુજરાતી સાહિત્ય પરિષદ

ગુજરાતી સાહિત્ય પરિષદ

વતી

પ્રકાશક

ચન્દ્રકાંત મહેતા

મહામાત્ર, ભારતીય વિદ્યાભવન

૩૩-૩૫, હારવે રોડ, મુંબઈ ૭



પહેલી આવૃત્તિ, પ્રત ૩૦૦

ઑક્ટોબર, ૧૯૪૬



મૂલ્ય ૨ા રૂપિયા




મુદ્રક

શાંતિલાલ છોટાલાલ પારેખ : સરસ્વતી છાપખાનું : ભાવનગર

# નિ વે દ ન

૧૯૪૦ના સપ્ટેમ્બર માસમાં ગુજરાતી સાહિત્ય પરિષદના અધિકારી મંડળે નિર્ણય કર્યો કે પરિષદ ગ્રંથાવલિ અને પરિષદનાં અન્ય પુસ્તકોનું પ્રકાશનકાર્ય ભારતીય વિદ્યાભવન દ્વારા કરાવવું. તદનુસાર આ પ્રકાશન ૧૯૪૬ના ડિસેમ્બરની તારીખ ૨૫, ૨૬ અને ૨૭મીને રોજ વડોદરામાં ભરાયેલા ગુજરાતી સાહિત્ય પરિષદના પંદરમા અધિવેશનનો અહેવાલ અને વિભાગીય પ્રમુખોનાં વ્યાખ્યાનો ગુજરાતી સાહિત્યરસિક પ્રજા સમક્ષ રજૂ કરીએ છીએ.

આ પ્રકાશનના નિમિત્ત બનવાનો અવકાશ આપવા માટે પરિષદના અધિકારી મંડળનો ને એનું સંપાદન કરવામાં જેમણે જેમણે ભાગ લીધો છે તે સર્વનો આભાર માનીએ છીએ.

— પ્રકાશક

# અ નુ ક્ર મ ણિ કા

## વિભાગ પહેલો

### અહેવાલ



## વિભાગ બીજો

### વ્યાખ્યાનો





# પરિષદ-પ્રવૃત્તિ

૧૯૪૧ના ઑક્ટોબરમાં અંધેરી ખાતે ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૪મું સંમેલન મળ્યું, ત્યાર પછીનાં બે વરસની પરિષદપ્રવૃત્તિનો સંક્ષિપ્ત અહેવાલ નીચે પ્રમાણે છે:—

## (૧) સામાન્ય સભા:

પરિષદની વાર્ષિક સામાન્ય સભા તા. ૧૫ નવેંબર ૧૯૪૨ને રોજ દાદરમાં મળી હતી. તેમાં મધ્યસ્થ સભાએ રજૂ કરેલો અહેવાલ તથા તા. ૧લી એપ્રિલ ૧૯૪૧ થી ૩૧મી માર્ચ ૧૯૪૨ સુધીનો હિસાબ તથા તેનું સરવૈયું મંજૂર કરવામાં આવ્યાં હતાં.

## (૨) મધ્યસ્થ સભા:

મધ્યસ્થ સભાની ૮ બેઠકો આ બે વરસ દરમિયાન મળી છે. ૧૯૪૧-માં ચૂંટાયેલી મધ્યસ્થ સભાની બે વરસની મુદત પૂરી થતાં નવી સભાની ચૂંટણી ૧૯૪૩ના ઑગસ્ટ-સપ્ટેમ્બરમાં કરવામાં આવી હતી. તેને પરિણામે ચૂંટાયેલા સભ્યોનાં નામ નવેંબર ૧૯૪૩ની પરિષદ પત્રિકામાં જાહેર કરવામાં આવ્યાં છે.

## (૩) અધિકારીઓ:

પરિષદના બંધારણની કલમ ૫૪ (अ) મુજબ આગામી સંમેલનના પ્રમુખ તરીકે લેડી વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠની ચૂંટણી સર્વાનુમતે થઈ છે. બંધારણની કલમ ૨૫ મુજબ નવા અધિકારીઓની બે વર્ષ માટે ચૂંટણી હમણાં જ કરવામાં આવી છે. તેનું પરિણામ નીચે પ્રમાણે છે: ઉપપ્રમુખ:—સર ચીનુભાઈ માધવલાલ, બૅરોનેટ. મંત્રીઓ:-શ્રી. ચીમનલાલ ચકુભાઈ શાહ; શ્રી. ચૈતન્યપ્રસાદ મોતીલાલ

દીવાનજી; શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; શ્રી. ડોલરરાય રંગીલદાસ માંકડ; શ્રી. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક; શ્રી. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા. ખજાનચીઓ:–શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા; શ્રી. વસંતરામ જમિયેતરામ વકીલ.

## (૪) સભાસદો:

આ નિવેદન રજૂ કરતી વેળાએ પરિષદના સભાસદોની વર્ગવાર સંખ્યા નીચે પ્રમાણે છે: (ક) પરિષદ તથા સંમેલનોના પ્રમુખો; (ખ) સન્માન્ય સભાસદો ૧૦; (ગ) આશ્રયદાતાઓ ૩; (ઘ) આજીવન સભાસદો ૩૨; (ઙ) સામાન્ય સભાસદો અને સભાસદ સંસ્થાઓ મળીને ૩૪૦.

(૫) મધ્યસ્થ સભાની તા. ૪–૧૦–૧૯૪૧ની બેઠકના ઠરાવ નં. ૩ અને ૪ મુજબ પરિષદ અને ભારતીય વિદ્યાભવન વચ્ચે લેખી કરાર થઈ ગયો છે. તે પ્રમાણે ભારતીય વિદ્યાભવન ખાતે શ્રી હેમચન્દ્રાચાર્ય સ્મારક ઊભું કરવામાં આવ્યું છે, અને તેમાં પરિષદનું કાયમી કાર્યાલય તથા તેને લગતી બધી વ્યવસ્થા રાખવાનું ઠરાવવામાં આવ્યું છે. ભવનનું અંધેરીનું વિશાળ મકાન સરકારે લશ્કરની જરૂરિયાત માટે દોઢ વરસ પર લીધું હોવાથી ભવન અને તેની સાથે શ્રી હેમચન્દ્રાચાર્ય સ્મારક હારવે રોડ, ચોપાટી પર આવેલા ભાડાના મકાનમાં ગોઠવાયેલાં છે. એ જ કરાર પ્રમાણે નર્મદ સ્મારક ફંડના વ્યાજની વાર્ષિક આવક ભવન ખાતેની 'ગૂજરાતી સાહિત્ય પરિષદ નર્મદ શિક્ષાપીઠ'ના નિભાવ પેટે આપવામાં આવે છે.

(૬) અંધેરી પરિષદ સંમેલનના ઠરાવ નં. ૫ મુજબ મહાગુજરાતમાં ઠેકઠેકાણે મૂળરાજ સોલંકી સહસ્રાબ્દિ ઊજવવાની યોજના હતી. પણ દેશના બદલાયેલા સંજોગોને લીધે સમારંભોનો વિચાર પડતો મુકાયો છે, અને આ પ્રસંગનું સ્મરણ કાયમ રાખવા, પ્રાગૈતિહાસિક કાળથી માંડીને ઈ. સ. ૧૨૯૭ સુધીનો ઇતિહાસ ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કરવાનું નક્કી થયું છે. અંગ્રેજીમાં એ ગ્રંથના બે ભાગ તૈયાર થઈ ગયા છે. પહેલો ભાગ પ્રસિદ્ધ પણ થઈ ગયો છે અને ત્રીજો ભાગ છપાવાને તૈયાર થઈ ગયો છે. આવતે વરસે એનાં

ગુજરાતી રૂપાંતરો પણ પ્રસિદ્ધ કરી શકાશે. અંગ્રેજી ગ્રંથનું પ્રકાશન ભવન તરફથી થશે ને ગુજરાતીનું પરિષદ તરફથી. બંનેના સંપાદક શ્રી. કનૈયાલાલ મુનશી છે, અને તેમણે આ કામ પાછળ સમય અને શક્તિનો પુષ્કળ ભોગ આપ્યો છે. લેખોમાં પણ મોટામાં મોટો ફાળો તેમનો છે. અંગ્રેજી ગ્રંથમાં અનેક વિદ્વાન સજ્જનો ને સન્નારીઓએ લેખરૂપે મદદ આપી છે.

(૭) પરિષદની પ્રકાશનપ્રવૃત્તિ આ બે વરસ દરમિયાન ઝપાટાભેર ચલાવી શકાશે એ ધારણાથી પુસ્તકોના લેખન અને પ્રકાશનની કેટલીક યોજનાઓ મધ્યસ્થ સભાએ મંજૂર કરી હતી. જગતના અનેક દેશોના સાહિત્યનો રસાસ્વાદ ગુજરાતીમાં આપવાના હેતુથી એક વિશ્વસાહિત્ય ગ્રંથમાળાના પ્રકાશનની, તેમ જ શ્રી કાંટાવાળા (પ્રાચીન સાહિત્ય) ફંડ, શ્રી કાંટાવાળા (બાળસાહિત્ય) ફંડ, શ્રી કાંટાવાળા (સ્ત્રીસાહિત્ય) ફંડ, શ્રી કલાપીસ્મારક ફંડ, તથા શ્રી મુનશી અર્ધશતાબ્દી સ્મારક ફંડમાંથી પુસ્તકો તૈયાર કરાવવાની યોજના ઘડવામાં આવી હતી. આને અંગે આટલાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે: (૧) મારી બિનજવાબદાર કહાણી, લેખક: શ્રી. કનૈયાલાલ મુનશી; (૨) આદિવચનો ભાગ ૨, લેખક: શ્રી. કનૈયાલાલ મુનશી; (૩) પિરામીડની છાયામાં, લેખક: શ્રી. ચન્દ્રશંકર પ્રાણશંકર શુકલ. ગયે વરસે કાગળની તંગી પડવાથી ને ભાવો ઘણા જ વધી જવાથી પ્રકાશનનું કામ ધીમું પડ્યું છે. શ્રી. નવરોજી કુંવરજી મહેતાએ તૈયાર કરેલું પુસ્તક 'શાહનામું' અને 'ટોલરનાં નાટકો'નો શ્રી. ત્રિભુવનદાસ લુહારે (સુન્દરમે) કરેલો અનુવાદ તથા શ્રી. સુરેન્દ્રનાથ દાસગુપ્તાના 'કાવ્યપરિચય'નો બંગાળીમાંથી શ્રી. નગીનદાસ પારેખે કરેલો અનુવાદ, એ પુસ્તકો તૈયાર હોવા છતાં આ કારણસર છાપી શકાયાં નથી. કાગળની અનુકૂળતા થતાં તે છપાવા મોકલાશે એવી આશા છે. વિશ્વસાહિત્યમાળાનાં પુસ્તકો શ્રી રણછોડદાસ મોદી સ્મારક ફંડમાંથી છપાવવાનાં છે. બીજાં કેટલાંક પુસ્તકો લખવાનું જુદા જુદા લેખકોને સોંપાયું છે.

(૮) ૧૯૪૨ ના ફેબ્રુઆરી માસથી પરિષદના માસિક મુખપત્ર-રૂપે 'ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા' કાઢવામાં આવી હતી.

તેમાં કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર લેખોનો સારો ફાળો આપતા. શ્રી. ચીમનલાલ શાહ તેના તંત્રી હતા, અને ભારતીય વિદ્યાભવનની નર્મદ શિક્ષાપીઠના ફેલો શ્રી. હરિલાલ પંડ્યા તેના સંપાદનમાં મદદ કરતા. તા. ૧૦–૧–૧૯૪૩ ને રોજ મળેલી મધ્યસ્થ સભાની બેઠકમાં એવો ઠરાવ થયો હતો કે 'ગૂજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા'ના પ્રકાશનનું એક વર્ષ જાન્યુઆરી ૧૯૪૩ની આખરે પૂરું થયું છે; અને હવે કાગળની અતિ મોંઘવારીને લીધે હાલના સંજોગો જોતાં પ્રકાશન મોકૂફ રાખવું.' તે પછી મે માસમાં મહીડાકુમાર શ્રી. નરેન્દ્રસિંહજીએ પત્રિકાના ખર્ચ પેટે સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડાના સ્મરણાર્થે મદદ આપવાની દરખાસ્ત લખી મોકલી. જુલાઈમાં મળેલી મધ્યસ્થ સભાની બેઠકે તેનો સાભાર સ્વીકાર કર્યો, પરિષદ પત્રિકાનું પુનઃ પ્રકાશન કરવાનું નક્કી કર્યું. અને એમ ઠરાવ્યું કે પત્રિકાની પૃષ્ઠસંખ્યા હાલ ૮ પાનાંની રાખવી, પત્રિકામાં મુખ્યત્વે શુદ્ધ સાહિત્ય અને પરિષદપ્રવૃત્તિ અંગેનાં લખાણો જ લેવાં, અને તેની સઘળી વ્યવસ્થા ભારતીય વિદ્યાભવનની નર્મદ શિક્ષાપીઠ દ્વારા કરવી. તે પ્રમાણે ઑક્ટોબર માસથી પત્રિકા ફરી પ્રગટ થવા લાગી છે ને તેના ત્રણ અંકો નીકળી ચૂક્યા છે. પરિષદના મંત્રી શ્રી. ચીમનલાલ શાહ અને નર્મદ શિક્ષાપીઠના અધ્યાપક શ્રી. યશવંત શુક્લ તેના સંપાદકો છે.

(૯) મહીડાકુમાર નરેન્દ્રસિંહજીની બીજી દરખાસ્ત 'સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા સુવર્ણ ચન્દ્રક' દર વર્ષે પરિષદ દ્વારા આપવા વિષે હતી. તે દરખાસ્તનો પણ મધ્યસ્થ સભાએ સ્વીકાર કરી, વર્ષ દરમિયાન પ્રગટ થયેલી શ્રેષ્ઠ નવલિકાના લેખકને તે ચન્દ્રક આપવો એમ ઠરાવ્યું છે. ૧૯૪૨માં પ્રસિદ્ધ થયેલી નવલિકાઓના પરીક્ષકો તરીકે શ્રી. કનૈયાલાલ મુનશી અને શ્રી. જ્યોતીન્દ્ર દવેને નીમવામાં આવ્યા છે. પરિષદના પ્રમુખ, પરિષદના એક મંત્રી, શ્રી. કનૈયાલાલ મુનશી અને શ્રી. મોતીસિંહજી મહીડા સ્મારક ફંડના બે પ્રતિનિધિઓની બનેલી સમિતિ ચન્દ્રકને અંગેની સઘળી વ્યવસ્થા કરે એમ ઠરાવવામાં આવ્યું છે.

(૧૦) ગયા વરસથી ભારતીય વિદ્યાભવનમાં પરિષદ પુસ્તકાલય

શરૂ કરવામાં આવ્યું છે. હમણાં સુધી લેખકો અને પ્રકાશકો તરફથી ભેટ તરીકે કે સમાલોચના માટે આવેલાં પુસ્તકોનો જ એમાં સંગ્રહ થતો. આ વરસે ઑગસ્ટમાં દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને ૭૫ મું વરસ પૂરું થતું હોવાથી તેમને અભિનંદન આપવાનો મોટો સમારંભ મુંબઈમાં સાહિત્ય સંસદના ઉપક્રમ અને બીજી અનેક સંસ્થાઓના સહકારથી ઊજવાયો હતો. તેને અંગે પરિષદ પુસ્તકાલયને સમૃદ્ધ કરવાના ઉદ્દેશથી, ફંડ પણ ઉઘરાવવામાં આવ્યું હતું. તેમાં કુલ રૂ. ૯,૬૮૭ ભરાયા હતા. તે રકમમાંથી રૂ. ૮,૭૮૯ સાહિત્ય સંસદ તરફથી પરિષદના ટ્રસ્ટીઓને સુપરત કરવામાં આવ્યા છે. બાકીની રકમ હજુ વસૂલ કરવાની રહે છે. પુસ્તકાલય માટે પુસ્તકો ખરીદ કરવા અને પુસ્તકાલયની સઘળી વ્યવસ્થા કરવા સર્વ સત્તાઓ સાથે નીચે જણાવેલા સભ્યોની પુસ્તકાલય સમિતિ મધ્યસ્થ સભાએ નિયુક્ત કરી છે:—

(૧) શ્રી. કનૈયાલાલ મુનશી,

(૨) શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી,

(૩) મુનિ જિનવિજયજી,

(૪) શ્રી. ચીમનલાલ શાહ,

(૫) શ્રી. ચન્દ્રશંકર શુક્લ.

ચૌદમા અધિવેશનનો અહેવાલ પ્રેસમાં છપાય છે. થોડા સમયમાં બહાર પડશે. (હવે પડી ચૂક્યો છે.)

## આર્થિક અહેવાલ:

તા. ૧ લી જાન્યુઆરી ૧૯૪૩ થી ૩૧ મી ડિસેંબર ૧૯૪૩ સુધીની આપણી નાણાવિષયક સ્થિતિ પાછળ મુજબ છે.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન
## પંદરમું અધિવેશન : વડોદરા
(તા. ૨૫-૨૬-૨૭ ડિસેમ્બર ૧૯૪૩)
## અહેવાલ

### સંમેલન પૂર્વેની સ્થાનિક તૈયારીઓ

૧૯૪૩ના ઓગસ્ટમાં શ્રી. કનૈયાલાલ મુનશીએ પંદરમું સાહિત્ય પરિષદ સંમેલન વડોદરામાં ભરાય એવી ઈચ્છા પ્રદર્શિત કરી હતી જે ના. દીવાનસાહેબ, ડૉ. જ્યોતીન્દ્ર મહેતા અને શ્રી. રમણલાલ દેસાઈને પણ ગોઠી ગઈ હતી. તે પછી જે પ્રયત્નો આરંભાયા તેને પરિણામે રાજ્યનો પણ સહકાર મળી રહ્યો હતો. શ્રીમંત સરકાર તરફથી રૂ. ૫૦૦૦ની આર્થિક સહાય તેમ જ બીજી સગવડો મળી રહી હતી.

સંમેલનના કાર્યને પાર પાડવાને માટે રાજ્ય તરફથી એક સ્થાનિક સમિતિ નિયુક્ત કરવામાં આવી હતી જેના પ્રમુખ તરીકે ડૉ. જ્યોતીન્દ્ર મહેતા, ઉપપ્રમુખો તરીકે શ્રી. રમણલાલ દેસાઈ તથા ડૉ. વિનયતોષ ભટ્ટાચાર્ય, મંત્રીઓ તરીકે શ્રી. રમેશ રંગનાથ ગૌતમ તથા શ્રી. ભાઈલાલ પ્રભાશંકર કોઠારી, ખજાનચીઓ તરીકે શ્રી. ગોકુળદાસ રાયચુરા તથા શ્રી. ચતુરભાઈ પટેલ અને સભ્યોમાં ડૉ. મંજુલાલ મજમુદાર, પ્રો. કેશવલાલ કામદાર અને શ્રી. કિશનસિંહ ચાવડા હતા.

આ સમિતિએ તા. ૧૬-૧૦-૪૩ના રોજ ભેગા મળી કામ આરંભ્યું અને શ્રી. લક્ષ્મીલાલ ડૉકટરને સ્થાનિક સભાના સ્વીકૃત

સભ્ય તરીકે લેવાનું ઠરાવ્યું. સંમેલનના કાર્યવહન માટે જરૂર પ્રમાણે સ્વીકૃત સભ્યો ઉમેરવાની સત્તા સહિત ઉપસમિતિઓની રચના નીચે પ્રમાણે કરવામાં આવી હતી:

## (૧) નિબંધ સમિતિ

પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, ડૉ. ભાલચંદ્ર લેલે, પ્રો. ગોવિંદલાલ ભટ્ટ, પ્રો. કેશવલાલ કામદાર, ડૉ. મંજુલાલ મજમુદાર, પં. લાલચંદ્ર ગાંધી, શ્રી. જગજીવન મોદી, શ્રી. તારાચંદ્ર અડાલજા, શ્રી. લક્ષ્મીનાથ શાસ્ત્રી, શ્રી. નટવરલાલ શેઠ, શ્રી. કાન્તિલાલ પરીખ, પ્રો. ચતુરભાઈ પટેલ, શ્રી. ભરતરામ મહેતા.

## (૨) રંજન સમિતિ

શ્રી. રમણલાલ દેસાઈ, શ્રી. સરલાબહેન મહેતા, શ્રી ગંગુબાઈ પટવર્ધન, શ્રી. કુમુદબેન ઠાકોર, કુ. શ્રીમતી ઝવેરી, કુ. મંજુલા ચોકસી, શ્રી. અઝીઝહુસેન તૈયબજી, ડૉ. રમણીક ત્રિવેદી, શ્રી. હીરજીભાઈ ડૉકટર, શ્રી. રમાકાન્ત ગૌતમ, શ્રી. રમેશ ગૌતમ, શ્રી. રઘુનાથ પરીખ, શ્રી. મૂળજીભાઈ શાહ, શ્રી. રમણીક દેસાઈ, શ્રી. બાબુલાલ શાહ, શ્રી. કિશનસિંહ ચાવડા, શ્રી. ચતુરભાઈ પટેલ.

## (૩) પ્રદર્શન સમિતિ

ડૉ. વિનયતોષ ભટ્ટાચાર્ય, શ્રી. એચ. ગોએટ્ઝ, ડૉ. મંજુલાલ મજમુદાર, શ્રી. એ. એસ. ગદ્રે, શ્રી. ગોરધનભાઈ પટેલ, શ્રી. નરેન્દ્ર મહેતા, ડૉ. મદનલાલ શાહ, શ્રી. દુષ્યન્ત મહેતા, શ્રી. વી. એસ. દેવકર, શ્રી. રામ વ્યાસ.

## (૪) સરભરા સમિતિ

શ્રી. રામચંદ્ર પંડ્યા, પ્રિં. નાનાલાલ શાહ, શ્રી. હરિરાય બુચ, શ્રી. મણિલાલ વ્યાસ, શ્રી. અનિરુદ્ધ દવે, શ્રી. ચંદ્રકાન્ત પરીખ, શ્રી. મદનલાલ દેસાઈ, શ્રી. ગમનલાલ પંડ્યા, શ્રી. ઉમેદભાઈ પટેલ, શ્રી. ભાલચંદ્ર નાણાવટી.

## ( ૫ ) સ્ત્રી સત્કાર સમિતિ

શ્રી. અવંતિકા આચાર્ય, શ્રી. ચંદ્રબાળા ડૉકટર, શ્રી. ચંદ્રાવતી દવે, શ્રી. કુમુદ ઠાકોર, શ્રી. તારાબેન શાહ, શ્રી. રમેશબાળા આચાર્ય, શ્રી. જયેશમતી પાઠક, શ્રી. ભાનુમતી મહેતા, શ્રી. સુમુખી મજમુદાર, શ્રી. ચૈતન્યવતી વૈદ્ય, શ્રી. જ્યોત્સ્ના મજમુદાર.

## ( ૬ ) ભોજન સમિતિ

શ્રી. ભવાનીશંકર શાસ્ત્રી, શ્રી. વિષ્ણુપ્રસાદ મજમુદાર, શ્રી. નાગકુમાર મકાતી, શ્રી. યાદવેન્દ્ર બક્ષી, શ્રી. હરિપ્રસાદ મહેતા, શ્રી. આનંદલાલ ઝવેરી, શ્રી. મણિલાલ પટેલ, શ્રી. મોહનલાલ શાહ, શ્રી. રતિલાલ શાહ.

## ( ૭ ) પ્રચાર અને પ્રકાશન સમિતિ

શ્રી. ચાંપશીભાઈ ઉદ્દેશી, શ્રી. ચીમનલાલ ડૉકટર, શ્રી. લક્ષ્મીલાલ ડૉકટર, શ્રી. મણિલાલ વ્યાસ, શ્રી. નાગકુમાર મકાતી, શ્રી. તંત્રી 'રાજહંસ', શ્રી. તંત્રી 'પ્રકાશ', શ્રી. તંત્રી 'જય ગુજરાત', શ્રી. અંબાલાલ ઠક્કર, શ્રી. હરગોવિંદ મહેતા, શ્રી. ધીરુભાઈ દેસાઈ, શ્રી. રમણલાલ શેઠ, શ્રી. ભદ્રાયુલાલ મજમુદાર, શ્રી. મણિલાલ શાહ.

## ( ૮ ) દ્રવ્ય સહાય સમિતિ

શ્રી. ચતુર્ભુજ શેઠ, ડૉ. જ્યોતીન્દ્ર મહેતા, શ્રી. મણિભાઈ અમીન, શ્રી. રમણલાલ દેસાઈ, શ્રી. ગંગાધર તાંબે, શ્રી. ગોહરઅલી હકીમ, શ્રી. માણેકલાલ ડૉકટર, શ્રી. ચંદ્રકાન્ત ભટ્ટ, શ્રી. કિશનસિંહ ચાવડા.

## ( ૯ ) કાર્યક્રમ સમિતિ

ડૉ. જ્યોતીન્દ્ર મહેતા, શ્રી. રમણલાલ દેસાઈ, શ્રી. ગોકુળદાસ રાયચુરા, શ્રી. રમેશ ગૌતમ, શ્રી. ભાઈલાલ કોઠારી.

## ( ૧૦ ) સ્વયંસેવક સમિતિ

પ્રો. માણેકરાવ, શ્રી. સોરાબ વાડિયા, શ્રી. મોતીલાલ ઉપાધ્યાય, શ્રી. તરલિકા દવે, શ્રી. દ્વારકાંબાઈ તેલંગ, શ્રી. ઇંદિરા ત્રિવેદી, શ્રી. રતિલાલ જોશી, શ્રી. છોટાલાલ ભટ્ટ.

## ( ૧૧ ) સભાસ્થાન સમિતિ

શ્રી. ગંગાધર તાંબે, શ્રી. રસૂલખાન પઠાણ, શ્રી. રસેન્દ્ર દેસાઈ, પ્રો. ઉપેન્દ્રશર્મા ત્રિવેદી, શ્રી. રમણલાલ દલાલ, શ્રી. નર્મદાશંકર વ્યાસ, શ્રી. ઈંદિરા ત્રિવેદી, શ્રી. રણછોડલાલ હરગોવિંદદાસ, શ્રી. જગમોહન મોદી, શ્રી. દિવ્યકાન્ત યાજ્ઞિક, પ્રો. ચંદ્રકાન્ત શુક્લ, શ્રી. મૂળશંકર જાની.

## ( ૧૨ ) વૈદ્યકીય સમિતિ

ડૉ. ઈંદુલાલ દવે, શ્રી. રામનારાયણ વૈદ્ય, શ્રી. ધીરજલાલ વૈદ્ય, ડૉ. વેણીલાલ મોદી, ડૉ. હર્ષદરાય ઠાકોર, ડૉ શાન્તિલાલ અધ્યાપક, ડૉ. દેવેન્દ્ર મજમુદાર, ડૉ. ગિરધરલાલ પરીખ.

ઉપર્યુક્ત સભાએ સર્વાનુમતે ઠરાવ્યું હતું કે સંમેલનનું કામકાજ વિભાગો કરીને ચલાવવું અને સાહિત્ય, કલા અને વિજ્ઞાન એમ ત્રણ વિભાગ રાખવા.

તા. ૨૦–૧૦–૪૩ના રોજ ડૉ. જ્યોતીન્દ્ર મહેતાની ઓફિસમાં સ્થાનિક કારોબારી સભાની પહેલી બેઠક મળી હતી જેણે સ્થાનિક સભાના ઠરાવોને બહાલી આપી હતી. એ સભાની બેઠકને અંતે સત્કાર સમિતિની બેઠક શરૂ થઈ હતી. તે બાદ વિભાગીય પ્રમુખોની વરણી કરતાં સાહિત્યવિભાગ માટે શ્રી. ગૌરીશંકર જોષી (ધૂમકેતુ), કલાવિભાગ માટે શ્રી. કનુ દેસાઈ, અને વિજ્ઞાનવિભાગ માટે શ્રી. ભોગીલાલ પટવાનાં નામો સર્વાનુમતે સ્વીકારાયાં હતાં. ૧૯૪૩ના ડિસેમ્બરની ૨૫–૨૬–૨૭ તારીખો એ સંમેલન માટેના દિવસો ઠરાવાયા હતા.

ગુજરાત કલાપ્રદર્શન માટે કલાના અનેકવિધ નમૂનાઓ અને નિબંધવાચન માટે ગુજરાતભરના વિદ્વાનોના નિબંધો મેળવવા આમંત્રણો મોકલવાની વ્યવસ્થા થઈ હતી. કલાપ્રદર્શનની યોજના પબ્લિક પાર્કમાં આવેલા મ્યુઝીઅમ તથા પિકચર ગેલેરીના ત્રણ વિશાળ ખંડોમાં કરવામાં આવી હતી.

સત્કારમંડળની બીજી બેઠક તા. ૪–૧૨–૪૩ના રોજ સાંજે કોમર્સ કૉલેજના મકાનમાં ડૉ. જ્યોતીન્દ્ર મહેતાને પ્રમુખપદે મળી હતી. એ

સભામાં શ્રી. ચતુર્ભુજદાસ ચીમનલાલ ઝવેરલક્ષ્મીચંદ શેઠની સત્કાર-મંડળના પ્રમુખ તરીકે સર્વાનુમતે વરણી થઈ હતી. પરિષદસંમેલનની વિષયવિચારિણી સમિતિમાં મોકલવાના વીશ પૈકી દશ પ્રતિનિધિઓ નીચે પ્રમાણે એ સભાએ ઠરાવ્યા હતાઃ

૧. શ્રી. સરલાબેન મહેતા, ૨. પ્રો. અંતિસુખશંકર મહેતા, ૩. શ્રી. જગજીવનદાસ મોદી, ૪. શ્રી. માણેકલાલ ડૉક્ટર, ૫. શ્રી. ગંગાધર તાંબે ૬. શ્રી નાનાભાઈ દીવાનજી, ૭. શ્રી. ઇંદુલાલ દવે, ૮. શ્રી. બાપુભાઈ વૈષ્ણવ, ૯. શ્રી. રસૂલખાન પઠાણ, ૧૦. શ્રી. ચીમનલાલ પાઠક.

તા ૨૦-૧૦-૪૨ ની સત્કારમંડળની બેઠકે જે દશ નામો પ્રમુખની ચૂંટણી માટે પ્રતિનિધિ તરીકે મોકલ્યાં હતાં તે જ નામો બાકીના દશ પ્રતિનિધિઓ તરીકે ગ્રાહ્ય રહ્યાં હતાં

તે પછી એ જ સ્થાને મળેલી સત્કારમંડળ તથા સ્થાનિક કારોબારી સભાની સંયુક્ત બેઠકમાં સંમેલનના ગૌરવમાં ઉમેરો કરે તેવી નીચેની પ્રતિષ્ઠિત વ્યક્તિઓને સંમેલનના સન્માન્ય સભ્યો તરીકે આમંત્રણ કરવાનું ઠરાવ્યું હતુંઃ

૧. રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, ૨. શ્રી. જગજીવનદાસ મોદી, ૩. શ્રી. ભાનુસુખરામ મહેતા, ૪. શ્રી. શારદાબહેન મહેતા, ૫. શ્રી. જયંતી દેવી, ૬. શ્રી. દીપકબા દેસાઈ, ૭. શ્રી. કવિ જેઠમ, ૮. શ્રી. ગોકુળદાસ શાહ, ૯. શ્રી. રંગનાથ ધારેખાન, ૧૦. શ્રી. મહાસુખભાઈ ચુનીલાલ, ૧૧. કૌશિકરામ મહેતા.

તે ઉપરાંત સંમેલનમાં ભાગ લેવા માટે અગ્રગણ્ય વિદ્વાન સાહિત્યકારોને ખાસ આમંત્રણો મોકલવાનું ઠરાવાયું હતું.

વડોદરા સાહિત્યસભા (હવે પ્રેમાનંદ સાહિત્ય સભા)ની કાર્યવાહક સમિતિનાં સૂચનોનો સભાએ વિચાર કરી સર્વાનુમતે પ્રો. અંતિસુખશંકર ક. ત્રિવેદીની સ્થાનિક કારોબારી સભાના વધારાના ઉપપ્રમુખ તરીકે વરણી કરી હતી. તે જ પ્રમાણે શ્રી. રઘુનાથ પરીખને વધારાના સામાન્ય મંત્રી તરીકે લેવામાં આવ્યા હતા. તે ઉપરાંત

## (૧૧) સભાસ્થાન સમિતિ

શ્રી. ગંગાધર તાંબે, શ્રી. રસૂલખાન પઠાણ, શ્રી. રસેન્દ્ર દેસાઈ, પ્રો. ઉપેન્દ્રશર્મા ત્રિવેદી, શ્રી. રમણલાલ દલાલ, શ્રી. નર્મદાશંકર વ્યાસ, શ્રી. ઈંદિરા ત્રિવેદી, શ્રી. રણછોડલાલ હરગોવિંદદાસ, શ્રી. જગમોહન મોદી, શ્રી. દિવ્યકાન્ત યાજ્ઞિક, પ્રો. ચંદ્રકાન્ત શુક્લ, શ્રી. મૂળશંકર જાની.

## (૧૨) વૈદ્યકીય સમિતિ

ડૉ. ઈંદુલાલ દવે, શ્રી. રામનારાયણ વૈદ્ય, શ્રી. ધીરજલાલ વૈદ્ય, ડૉ. વેણીલાલ મોદી, ડૉ. હર્ષદરાય ઠાકોર, ડૉ શાન્તિલાલ અધ્યાપક, ડૉ. દેવેન્દ્ર મજમુદાર, ડૉ. ગિરધરલાલ પરીખ.

ઉપર્યુક્ત સભાએ સર્વાનુમતે ઠરાવ્યું હતું કે સંમેલનનું કામકાજ વિભાગો કરીને ચલાવવું અને સાહિત્ય, કલા અને વિજ્ઞાન એમ ત્રણ વિભાગ રાખવા.

તા. ૨૦-૧૦-૪૩ના રોજ ડૉ. જ્યોતીન્દ્ર મહેતાની ઑફિસમાં સ્થાનિક કારોબારી સભાની પહેલી બેઠક મળી હતી જેણે સ્થાનિક સભાના ઠરાવોને બહાલી આપી હતી. એ સભાની બેઠકને અંતે સત્કાર સમિતિની બેઠક શરૂ થઈ હતી. તે બાદ વિભાગીય પ્રમુખોની વરણી કરતાં સાહિત્યવિભાગ માટે શ્રી. ગૌરીશંકર જોષી (ધૂમકેતુ), કલાવિભાગ માટે શ્રી. કનુ દેસાઈ, અને વિજ્ઞાનવિભાગ માટે શ્રી. ભોગીલાલ પટવાનાં નામો સર્વાનુમતે સ્વીકારાયાં હતાં. ૧૯૪૩ના ડિસેમ્બરની ૨૫-૨૬-૨૭ તારીખો એ સંમેલન માટેના દિવસો ઠરાવાયા હતા.

ગુજરાત કલાપ્રદર્શન માટે કલાના અનેકવિધ નમૂનાઓ અને નિબંધવાચન માટે ગુજરાતભરના વિદ્વાનોના નિબંધો મેળવવા આમંત્રણો મોકલવાની વ્યવસ્થા થઈ હતી. કલાપ્રદર્શનની યોજના પબ્લિક પાર્કમાં આવેલા મ્યુઝીઅમ તથા પિક્ચર ગેલેરીના ત્રણ વિશાળ ખંડોમાં કરવામાં આવી હતી.

સત્કારમંડળની બીજી બેઠક તા. ૪-૧૨-૪૩ના રોજ સાંજે કૉમર્સ કૉલેજના મકાનમાં ડૉ. જ્યોતીન્દ્ર મહેતાને પ્રમુખપદે મળી હતી. એ

સભામાં શ્રી. ચતુર્ભુજદાસ ચીમનલાલ ઝવેરલક્ષ્મીચંદ શેઠની સત્કાર-મંડળના પ્રમુખ તરીકે સર્વાનુમતે વરણી થઈ હતી. પરિષદસંમેલનની વિષયવિચારિણી સમિતિમાં મોકલવાના વીશ પૈકી દશ પ્રતિનિધિઓ નીચે પ્રમાણે એ સભાએ ઠરાવ્યા હતા:

૧. શ્રી. સરલાબેન મહેતા, ૨. પ્રો. અંતિસુખશંકર મહેતા, ૩. શ્રી. જગજીવનદાસ મોદી, ૪. શ્રી. માણેકલાલ ડૉક્ટર, ૫. શ્રી. ગંગાધર તાંબે ૬. શ્રી. નાનાભાઈ દીવાનજી, ૭. શ્રી. ઇંદુલાલ દવે, ૮. શ્રી. બાપુભાઈ વૈષ્ણવ, ૯. શ્રી. રસૂલખાન પઠાણ, ૧૦. શ્રી. ચીમનલાલ પાઠક.

તા ૨૦-૧૦-૪૨ ની સત્કારમંડળની બેઠકે જે દશ નામો પ્રમુખની ચૂંટણી માટે પ્રતિનિધિ તરીકે મોકલ્યાં હતાં તે જ નામો બાકીના દશ પ્રતિનિધિઓ તરીકે રાખ્યાં હતાં

તે પછી એ જ સ્થાને મળેલી સત્કારમંડળ તથા સ્થાનિક કારોબારી સભાની સંયુક્ત બેઠકમાં સંમેલનના ગૌરવમાં ઉમેરો કરે તેવી નીચેની પ્રતિષ્ઠિત વ્યક્તિઓને સંમેલનના સન્માન્ય સભ્યો તરીકે આમંત્રણ કરવાનું ઠરાવ્યું હતું:

૧. રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, ૨. શ્રી. જગજીવનદાસ મોદી, ૩. શ્રી. ભાનુસુખરામ મહેતા, ૪. શ્રી. શારદાબહેન મહેતા, ૫. શ્રી. જયંતી દેવી, ૬. શ્રી. દીપકબા દેસાઈ, ૭. શ્રી. કવિ જેઠમ, ૮. શ્રી. ગોકુળદાસ શાહ, ૯. શ્રી. રંગનાથ ઘારેખાન, ૧૦. શ્રી. મહાસુખભાઈ ચુનીલાલ, ૧૧. કૌશિકરામ મહેતા.

તે ઉપરાંત સંમેલનમાં ભાગ લેવા માટે અગ્રગણ્ય વિદ્વાન સાહિત્યકારોને ખાસ આમંત્રણો મોકલવાનું ઠરાવાયું હતું.

વડોદરા સાહિત્યસભા (હવે પ્રેમાનંદ સાહિત્ય સભા)ની કાર્યવાહક સમિતિનાં સૂચનોનો સભાએ વિચાર કરી સર્વાનુમતે પ્રો. અંતિસુખશંકર ક. ત્રિવેદીની સ્થાનિક કારોબારી સભાના વધારાના ઉપપ્રમુખ તરીકે વરણી કરી હતી. તે જ પ્રમાણે શ્રી. રઘુનાથ પરીખને વધારાના સામાન્ય મંત્રી તરીકે લેવામાં આવ્યા હતા. તે ઉપરાંત

સભાએ પરિષદની બેઠકમાં પાદપૂર્તિનો કાર્યક્રમ રાખવાનું તથા સંગીતની હરીફાઈ યોજવાનું પણ નક્કી કર્યું હતું.

આ પછી જુદી જુદી ઉપસમિતિઓએ ઉત્સાહભેર પોતાનું કામકાજ આગળ ધપાવ્યું હતું. મહેમાનો માટે ગેસ્ટ હાઉસ ઉપરાંત અલકાપુરીમાં બે બંગલા તથા સુરસાગરને કાંઠે આવેલી સ્ત્રી-અધ્યાપન પાઠશાળામાં વ્યવસ્થા કરવામાં આવી હતી.

## પરિષદ-સંમેલનનો અહેવાલ

### અપૂર્વ ઉત્સાહ

પરિષદના કોઈ પણ અધિવેશને ભાગ્યે જ પ્રેર્યો હશે એવો ઉત્સાહ આ વખતે વડોદરામાં તા. ૨૫-૨૬-૨૭ ડિસેમ્બર ૧૯૪૩ને રોજ શ્રીમતી વિદ્યાબહેન ર. નીલકંઠના પ્રમુખપદે ભરાયેલા સાહિત્ય પરિષદના પંદરમા સંમેલને પ્રેર્યો હતો. અણધારેલી સંખ્યામાં નરનારીઓનાં ટોળેટોળાં પરિષદમાં ભાગ લેવાને ઊતરી આવ્યાં હતાં. જ્યાં અધિવેશન ભરાયું હતું તે ન્યાયમંદિરનું સભાગૃહ આમ તો વિશાળ છે. પણ તે ય ઉત્સાહનાં પૂર વાળવાને પર્યાપ્ત નહોતું. પરિષદ અને જનતાના નિકટત્વનું આ પારખું આત્યંતિક દૃષ્ટિએ ખૂબ ખૂબ આવકારયોગ્ય છતાં તત્કાલ તો સ્થાનિક કાર્યકરોને મૂંઝવી ગયું. સૌનો સમાસ કરવો તે તો અશક્ય જ હતું, છતાં ઘણાનો સમાસ કરી શકાયો એ માટે કાર્યકરોની ધીરજ અને કુશળતાને અભિનંદન ઘટે છે. જેમને નિરાશ થવું પડ્યું તેમને કટુતાનો અનુભવ થયો હોય એ સ્વાભાવિક છે, પણ અણધારેલી પરિસ્થિતિ ઉપર જેમનો અંકુશ રહ્યો નહોતો તેવા વ્યવસ્થાપકોનો દોષ કહી શકાય તો દોષ એટલો જ કે આ અપૂર્વ ઉત્સાહનું માપ એ. વેળાસર કાઢી શકેલા નહિ.

સંમેલનનું આકર્ષણ આ વખતે વિશેષ હતું. એક તો સંમેલન વડોદરામાં-તળ ગુજરાતને અનેક રીતે સુગમ એવા વડોદરામાં ભરાયું હતું, રાજ્યે અને પ્રજાનો સાથ પામીને પરિષદના સ્થાનિક કાર્યકરોએ રંજનની રેલમછેલ કરી મેલી હતી. આતિથ્યમાં જે દરબારી ઠાઠ

હતો તેને પણ વીસરવો ન ઘટે. વળી રોજેરોજ યુદ્ધની ખબરો વાંચીને કંટાળેલી મુગ્ધ પ્રજા સાહિત્યકારો પોતાને આંગણે આવવાના છે જાણી દર્શનોત્સુક બની હતી. આ સઘળાં કારણો એકઠાં થતાં આ સંસ્કાર-સમારંભને અપૂર્વ મહત્ત્વ મળ્યું હતું.

બહારથી પરિષદમાં ભાગ લેવા આવનારાં મહેમાનોનો ભરાવો તા. ૨૪ મીથી જ થવા માંડ્યો હતો. પ્રતિનિધિઓને જ્યાં ઉતારો આપ્યો હતો તે સ્થાન તા. ૨૪ મીની સાંજે ઠીક ઠીક ભરાઈ ગયું હતું. પરિષદનાં વરાયેલાં પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેન પણ તા ૨૪ મીની સાંજે જ આવ્યાં. તેમને વડોદરા સ્ટેશને પરિષદના અગ્રણી કાર્યકર્તાઓએ ફૂલહારથી સત્કાર્યાં હતાં.

## આતિથ્ય

બહારગામના મહેમાનો માટે સ્થાનિક કાર્યકર્તાઓએ ઉતારાની ને ભોજનની ઉત્તમ સોઈ કરી રાખી હતી. સમૂહના આતિથ્યમાં કોઈકને ક્યાંક ક્યાંક કચાશનો અનુભવ થાય છતાં કોઈ ને અવિનય કે અભદ્રતાનો પરિચય થયાનું સાંભળ્યું નથી. સ્વયંસેવકો ને તેમના નાયકો ખૂબ જ ધીર અને વિનયી હતા. એમના બોલેબોલમાંથી મીઠાશ અને મહેમાનો માટેનો આદર ટપકતાં હતાં. એમણે કરી આપેલી સગવડમાં પણ ખૂબ ઝીણવટ હતી. બધું યથાસમય હાજર કરવામાં આવતું, પછી તે ચાનાસ્તો હોય, દાતણ કે ગરમ પાણી હોય કે ભોજન કે રંજનના સ્થાને લઈ જનારી બસ હોય. વડોદરામાં પ્રવેશ કરાવવાથી માંડીને વડોદરાથી વદાય આપતાં સુધીનું આ આતિથ્ય ખરેખર પ્રશંસાપાત્ર હતું.

તા. ૨૪ મીએ રાત્રે મહેમાનોને ઉતારે મધ્યસ્થ સભાની એક અવિધિસરની બેઠકમાં શ્રી. કનૈયાલાલ મુનશીએ ગુજરાતના મધ્ય-કાલીન શિષ્ટ સાહિત્યના ગ્રંથોના સંપાદન અંગે ચર્ચા કરી હતી.

## ગુજરાત કલાપ્રદર્શન

તા. ૨૫ મીએ સવારે સંમેલનના કાર્યક્રમનો આરંભ વડોદરાના સાર્વજનિક બાગ (કમાઠી બાગ) માં ગોઠવાયેલા 'ગુજરાત કલા-

પ્રદર્શન 'ના ઉદ્‌ઘાટનસમારંભથી થયો. એ પ્રદર્શનની વિશિષ્ટતાઓનો ને ગુજરાતના કલાકારોનો પરિચય શરૂઆતમાં શ્રી. રવિશંકર રાવળે કરાવ્યો તે પછી ડૉ. જ્યોતીન્દ્ર મહેતાની વિનંતીથી શ્રીમંત મહારાણીસાહેબ સૌ. શાન્તાદેવી ગાયકવાડે નીચેના શબ્દોમાં પ્રદર્શનને ખુલ્લું મુકાયેલું જાહેર કર્યું હતુંઃ

'કલાપ્રદર્શન એ આપના પરિષદ સંમેલનનો એક મુખ્ય વિભાગ છે. એનું ઉદ્‌ઘાટન કરતાં મને બહુ આનંદ થાય છે. વડોદરામાં આ રીતે સાહિત્યકારો તથા કલાકારો ભેગા થાય, જુદે જુદે સ્થળે વેરાયેલા કલાનમૂનાઓ એકત્ર કરવામાં આવે, અને આજની કલારુચિનો આપણને પ્રત્યક્ષ પરિચય થાય એ ખરેખર આવકારપાત્ર છે. અહીં થયેલા વિવેચન અનુસાર આ પ્રદર્શનમાં આપણને ઘણું ઘણું જોવાજાણવાનું મળશે. એમાં ચિત્રકલાના નમૂના તેમ જ ઈતિહાસના અવશેષો પણ મૂકવામાં આવ્યા છે. આ બધી કલાસામગ્રી આપણું સંસ્કારધન છે. જનતા એ નિહાળી ઉચ્ચ પ્રેરણા મેળવે એમ હું આશા રાખું છું અને પ્રદર્શનને ખુલ્લું મુકાયેલું જાહેર કરું છું.'

સંમેલનના ઘોંઘાટથી ઠીક ઠીક દૂર એકાંતમાં ગોઠવાયેલું કલાપ્રદર્શન ગુજરાતની વિકસતી કલાનો, વિશેષે કરીને ચિત્રકલાનો આહ્‌લાદક પરિચય આપતું હતું. રવિશંકર રાવળ, કનુ દેસાઈ, જગન્નાથ અહિવાસી, યજ્ઞેશ્વર શુક્લ, સોમાલાલ શાહ, રસિકલાલ પરીખ, છગનલાલ જાદવ, ચાવડા, કું. શકુંતલા દીવાનજી, કુ. દાલાસ અને અન્ય તરુણ કલાકારોની કૃતિઓએ જોનારનાં મન અવશ્ય હરી લીધાં હશે.

### મધ્યસ્થ સભાની બેઠક

તે દિવસે બપોરના બે વાગે પરિષદની મધ્યસ્થ સભાની એક બેઠક કોમર્સ કૉલેજના મકાનમાં શ્રી. કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે મળી હતી. કવિશ્રી ખબરદારે પોતાની નાદુરસ્ત તબિયતને કારણે ચૌદમી સાહિત્ય પરિષદ સંમેલનના પ્રમુખ તરીકે રાજીનામું મોકલી આપ્યું હતું તેની નોંધ સભાએ સખેદ લીધી હતી અને પોતાના પ્રમુખપદના સમય દરમિયાન તેમણે કરેલી પરિષદની સેવાઓ માટે આભાર પ્રદર્શિત કર્યો હતો.

## સંમેલનનું ઉદ્‌ઘાટન

તે પછી સાંજે ચાર વાગે ન્યાયમંદિરના વિશાળ અને સરસ રીતે શણગારાયેલા સભાગૃહમાં પરિષદ સંમેલનનું ઉદ્‌ઘાટન થયું હતું. સભાગૃહ ઠસ્સોઠસ્સ ભરાઈ ગયું હતું. આશીર્વાદાત્મક સામગાનથી કાર્યારંભ થયો હતો. તે પછી સ્વાગતગીત અને ગુર્જરીનું મહિમાગાન થયા પછી વડોદરા રાજ્યના દીવાન સર વી. ટી કૃષ્ણમાચારીએ શ્રીમંત મહારાજાની ગેરહાજરીનો ઉલ્લેખ કરી ઉદ્‌ઘાટન પ્રસંગ માટેનું શ્રીમંતનું અંગ્રેજીમાં તૈયાર કરેલું ભાષણ વાંચી સંભળાવ્યું હતું. એનું ભાષાંતર અત્રે આપ્યું છેઃ

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

ગુજરાતી સાહિત્ય પરિષદના પંદરમા અધિવેશનનું ઉદ્‌ઘાટન કરતાં મને અંતરમાંથી આનંદ ઊપજે છે.

પરિષદનું સ્વાગત કરવાનું માન વડોદરાને આ બીજી વખત મળે છે. છેલ્લાં ૩૯ વર્ષથી આ પરિષદ અસ્તિત્વ ધરાવે છે. પ્રસંગોપાત મળતાં સંમેલનોથી એણે પોતાની કારકિર્દીનો આરંભ કરેલો. જેઓ સાહિત્યમાં રસ ધરાવતા હતા તેમને માટે એવાં સંમેલનો મિલનસ્થાન બની રહેતાં. ધીમે ધીમે પરિષદ વિકસતી ગઈ અને ગુજરાતની સઘળી સાહિત્યિક પ્રવૃત્તિઓને પોષે, પ્રેરે ને વિકસાવે તેવી સંસ્થા તરીકે એ માન્ય પણ થઈ. આજે તો પોતાના ભૂતકાળ ઉપર એ સહેજ નજર નાખે તો યે ગર્વ અનુભવે એટલી સંશોધનાત્મક અને સાહિત્યિક સંસિદ્ધિઓ એને ચોપડે જમા થયેલી જણાશે.

પ્રાંતીય સાહિત્યોનો જે પ્રબળ વિકાસ થઈ રહ્યો છે તે આપણા સમયનું એક સુચિહ્ન છે. પ્રાંતીય સંસ્કારપ્રવૃત્તિઓમાં આપણને જે ભેદો દેખાય છે તે તો ખાલી અભાસ જ છે; કેમકે, ઉપર ઉપરથી દેખાતા એ ભેદોની ભીતરમાં એવું એક મૂલગત એકત્વ વસે છે જે આપણ સૌનો વારસો છે. જે ધર્મો ને સંપ્રદાયો હિંદમાં ઊપજ્યા, અને જે ધર્મો તે સંપ્રદાયો પરદેશથી આયાત થવા છતાં ઇતિહાસમાં જેનો ક્યાં યે જોટો ન જડે એવી સહિષ્ણુતાથી હિંદમાં આવકારાયા

તેમણે એ વારસો આપણને સોંપેલો છે. સંસ્કૃતિનાં પ્રાદેશિક સ્વરૂપો ભારતીય જીવનમાં વૈવિધ્ય, સૌંદર્ય અને સમૃદ્ધિ પૂરે છે. પરંતુ એ સર્વની મૂલગત એકરૂપતાનું વિસ્મરણ થવું ન ઘટે.

વડોદરામાં રહ્યાં રહ્યાં ભારતભરમાં સાહિત્યક્ષેત્રે જે પુનરુત્થાન થઈ રહ્યું છે તેને ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ દ્વારા અને બીજી રીતે અમે યથાશક્તિ ટેકો કરી રહ્યા છીએ. અને જો આ સ્થાનેથી હું પરિષદને એક–બે સૂચનાઓ કરવાની ધૃષ્ટતા કરું તો મને ક્ષમા કરશો. પહેલી સૂચના તો એ છે કે પરિષદે ગુજરાતી ભાષાના શિષ્ટ ગ્રંથોની સંપાદનાઓ, તે તે ગ્રંથોનું ગુજરાત અને ભારતના સમગ્ર ઇતિહાસ અને સંસ્કૃતિમાં કેવુંક સ્થાન છે તેનો તથા ગ્રંથકારના જીવનનો પરિચય આપતા અભ્યાસપૂર્ણ પ્રવેશકો સહિત, પ્રસિદ્ધ કરવાનું માથે લેવું જોઈએ; બીજી સૂચના એ કે મુખ્ય મુખ્ય શિષ્ટ ગુજરાતી ગ્રંથોમાં જે ઉત્તમોત્તમ જીવનદર્શન હોય તેનો પ્રજાને લાભ મળી રહે તે અર્થે સામાન્ય વાચનને અનુકૂળ પુસ્તકો પરિષદે પ્રસિદ્ધ કરવાં જોઈએ.

લોવેલે કહ્યું છેઃ "કોઈ પણ રાષ્ટ્રજીવનના સાફલ્યનું માપ તેણે પ્રજાના વિચારજીવનમાં, નૈતિક બળમાં, બૌદ્ધિક આનંદમાં અને માનવજાતિને ધાર્મિક સમાધાન અને કલ્યાણનો માર્ગ દેખાડવામાં આપેલા ફાળા ઉપરથી કાઢવાનું હોય છે." હું શ્રદ્ધા રાખું કે ભવિષ્યમાં આપણે જે નૂતન ભારત રચવાના છીએ તેનું મંડાણ આપણી બૌદ્ધિક અને આધ્યાત્મિક સંપત્તિમાં જે સર્વોત્તમ તત્ત્વો છે તેના ઉપર કરીશું. હિંદના એવી લોકયાત્રાને કાજેના ચરમ પુરુષાર્થમાં આ અને આવી પરિષદો સારો ભાગ ભજવી શકે.

હું અધિવેશનને ખુલ્લું મુકાયેલું જાહેર કરું છું.

## સ્વાગતપ્રમુખનું ભાષણ

ત્યાર પછી સત્કારસમિતિના પ્રમુખ શેઠ શ્રી. ચતુર્ભુજદાસ ચીમનલાલે પોતાનું ભાષણ નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું હતું.

લેડી વિદ્યાબહેન, સાહિત્યરસિક સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

ગુર્જરેશ્વરના પાટનગર વડોદરામાં આપ સર્વને આવકાર આપતાં અને આપનું સ્વાગત કરતાં અમને આનંદ થાય છે. વડોદરાનું આમંત્રણ સાહિત્ય પરિષદે તેમ જ સાક્ષર જનતાએ સ્વીકાર્યું એ અમારે માટે ભારે ગૌરવ અને ગર્વનો પ્રસંગ છે. સરસ્વતીપૂજકો સર્વદા પવિત્ર છે અને તેમનાં પગલાં અમારે આંગણે પડે એ માટે વડોદરાની જનતા પોતાને ભાગ્યશાળી માને છે.

સદ્‌ગત શ્રીમંત સયાજીરાવ મહારાજના વડોદરાને આપ સૌ સારી રીતે ઓળખો છો. શિક્ષણ, સંસ્કારિતા, સાહિત્ય, ઉદ્યોગ અને સામાજિક પુનર્વિધાન વગેરે પ્રજાકીય વિકાસને પ્રફુલ્લ બનાવવા જે પ્રવૃત્તિઓ એમણે શરૂ કરેલી તે આજે ફૂલીફાલીને કેટલી ફળદાયી બની છે એ પણ આપ સૌ જાણો છો. એ પ્રવૃત્તિઓને પરિણામે વર્તમાન વડોદરા અનેક દૃષ્ટિએ સંસ્કારસમન્વયનું કેન્દ્ર બની રહ્યું છે. આ વડોદરાના વિધાયક જો આજે આપણી વચ્ચે હોત તો એકત્રીસ વર્ષે ફરી પોતાને આંગણે આવેલા આ પ્રસંગને જોઈને રાજી થાત.

બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ સદ્‌ગત શ્રીમંત સયાજીરાવ મહારાજે બોલાવી હતી, શોભાવી હતી અને પોતાની હાજરી અને દોરવણીથી એને યશસ્વી બનાવી હતી. તે વખતના દીવાન સર મનુભાઈ મહેતાએ એમાં અંગત અને સક્રિય રસ લઈને પરિષદની સફળતામાં મોટી સહાય કરી હતી. એ જ ભૂતકાળને આજે આપણે વર્તમાન સ્વરૂપે જોઈએ છીએ. ગુજરાતી સાહિત્ય પરિષદના આ પંદરમા અધિવેશનને પોતાના પાટનગરમાં બોલાવીને પોતાની દોરવણીથી શ્રીમંત પ્રતાપસિંહ મહારાજે જે શોભા અને યશ આપ્યાં છે એ અમારું મોટું ગૌરવ છે; અને દીવાનસાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારિયરે એમાં ખૂબ રસ અને સમભાવ દેખાડીને આ કાર્યને દીપાવ્યું છે.

શ્રીમંતની પ્રેરણાને પરિણામે થયેલી રાજકીય, સામાજિક અને સાહિત્યવિષયક પ્રગતિનું દિગ્દર્શન આપવું હોય તો મારે લાંબો સમય અને સ્થળ જોઈએ અને તે અત્યારે અશક્ય છે; પરંતુ કેળવણીવિષયક સવલતો, સાહિત્યવિષયક પ્રવૃત્તિઓ અને વિજ્ઞાનતત્ત્વજ્ઞાનના

ઉત્તેજનાર્થે સ્થાપન કરેલા વ્યવસાયો વડોદરાને સંસ્કાર તથા કલાની બાબતમાં ખૂબ જાગૃત રાખે છે.

બીજી સાહિત્ય પરિષદ વખતે શ્રીમંતે આપેલા બે લાખ રૂપિયામાંથી ઉદ્‌ભવેલી સયાજી સાહિત્યમાળા, બાલજ્ઞાનમાળા, ગ્રામવિકાસમાળા વગેરેમાં સેંકડો પુસ્તકો તૈયાર થયાં છે. તે ઉપરાંત અમારા પ્રાચ્ય વિદ્યામંદિરે પ્રગટ કરેલા ધર્મ–તત્ત્વજ્ઞાનના ગ્રંથો, પુરાતત્ત્વખાતા તરફથી પ્રસિદ્ધિ પામતાં નિવેદનો એ બધાંનો વિચાર કરતાં રાજ્ય તરફની સાહિત્યપ્રવૃત્તિ કેટલી ફળદાયી અને યશસ્વી છે, તે દેખાઈ આવે છે. આને પરિણામે અમારા ઘરદીવડા સરખા સાહિત્યસેવકોનો સમુદાય અમને તો ખૂબ ગમતો અને ગર્વ આપતો બની ગયો છે.

આપણું આ સંમેલન બહુ વિચિત્ર અને કપરા સંજોગોમાં મળે છે. પૃથ્વી ઉપર આધુનિક યુગે ન જોયું હોય તેવું વિશ્વયુદ્ધ આજે ખેલાઈ રહ્યું છે. જગતની મહાન પ્રજાઓ તેનો ભોગ બની છે અને એ સંહારજ્વાળાની આંચ આપણા દેશને પણ બાથ ભરી રહી છે. એક રીતે નહિ પણ અનેક રીતે—આડકતરી અને સીધી રીતે આપણે આ યુદ્ધના આઘાતો અને પ્રત્યાઘાતોથી મુક્ત નથી. આજે કોઈ પણ ઠેકાણે સલામતી નથી, શાંતિ નથી. આજનો વિચાર આવતી કાલે નકામો થઈ જાય છે અને ગઈકાલનો સિદ્ધાંત આજે બદલાઈ જાય છે. આદર્શનું મૂલ્ય પણ એવી જ રીતે રૂપાંતર પામ્યા કરે છે. આવી વિચિત્ર અને અસ્થિર પરિસ્થિતિમાં આપણું સંમેલન મળે છે એ વાત આપણે વીસરી શકીએ એમ નથી.

યુદ્ધની આ અસામાન્ય પરિસ્થિતિને કારણે લોકોનાં મન અસ્થિરતા અને ચિંતાથી ભરેલાં હોય તેવે સમયે વડોદરા તરફથી આપ મહેમાનોનું સંપૂર્ણ અને સમુચિત સ્વાગત ન થઈ શકે, તો એને માટે પરિસ્થિતિ જવાબદાર છે, અમારાં સાધનો જવાબદાર છે, અમારાં હૃદય નહિ. સહૃદયતાપૂર્વક અમારાથી બની શક્યું તેવું આપનું આતિથ્ય કર્યું છે. એમાં આપને ઊણપ લાગે તો અમને ક્ષમા આપજો.

આજના આપણા સમારંભની સૌથી આગળ તરી આવે એવી

વિશિષ્ટતા તે આપણા સંમેલનનાં વરાયલાં પ્રમુખ શ્રીમતી લેડી વિદ્યાબહેન નીલકંઠ છે. ગુજરાતનાં પ્રથમ સ્ત્રી-ગ્રૅજ્યુએટનું સન્માન પામેલ આ સન્નારી આપણા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનનાં પણ પ્રથમ સ્ત્રી-પ્રમુખ છે. સ્વર્ગસ્થ સર રમણભાઈ નીલકંઠનાં જીવનસહચરી તરીકે એમણે સ્વર્ગસ્થની પ્રત્યેક પ્રવૃત્તિમાં-પછી ભલે તે સાહિત્યની હોય કે સમાજસુધારાની હોય, નગરસેવાની હોય કે ધાર્મિક પુનર્વિધાનની હોય-સર્વમાં તેમણે એકસરખો ભાગ લીધો છે. તે ઉપરાંત સ્વતંત્ર રીતે પણ તેમણે એ સર્વ ક્ષેત્રોમાં આવશ્યક અને ઉપયોગી કાર્ય કર્યું છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં મંત્રી તરીકે આજે વર્ષોથી એઓ જે એકધારી સેવા કરતાં આવ્યાં છે તે ન ભૂલી શકાય તેવી છે; અને સૌથી વધારે તો સંસ્કારી વિદૂષી તરીકે અભિમાનયોગ્ય સન્નારીસમૂહ રચ્યો છે. આવાં પ્રમુખનો સુયોગ મેળવી આપવા માટે પરિષદના સંચાલકોને ધન્યવાદ ઘટે છે.

જે ગુજરાતી ભાષાના વિકાસ માટે પ્રેમાનંદે પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞા લીધી હતી તે જ ગુજરાતી ભાષાને પોતાના તપથી ગાંધીજીએ સન્માનના સર્વોચ્ચ શિખરે પહોંચાડી છે. આ ગુજરાતી ભાષાના ભક્તો અને સેવકોની આખી નામાવલિ ખૂબ લાંબી થાય પરંતુ આપણે ન ભૂલી શકીએ તેવાઓને સ્મરણની અને હૃદયના સન્માનની અંજલિ અર્પણ કરીએ તેમાં આપણું કર્તવ્યપાલન છે.

વૈષ્ણવજનનું ગીત માત્ર ગાઈને નહિ પણ જીવનમાં જીવી બતાવનાર આદિભક્ત-કવિ નરસિંહ મહેતા અને હરિની લાડીલી પ્રેમદીવાની મીરાંબાઈ તે આપણા સાહિત્યનાં પ્રથમ પૂર્વજો છે. મધ્યયુગને પોતાની કવિતાથી દીપાવનાર વેદાંતી કવિ અખો, તત્ત્વજ્ઞ ધીરો ભગત, ચાબખાઓનો મારનાર ભોજો ભગત, વાર્તાકાર શામળ અને સ્વામીનારાયણ તથા વૈષ્ણવ સંપ્રદાયના અન્ય ઘણા કવિઓએ ગુજરાતી ભાષાને પોતાની સેવા આપી છે.

મધ્યયુગને અંતે પ્રગટેલા અને પ્રકાશેલા ગુજરાતી ભાષાના મહાકવિ પ્રેમાનંદે ગુજરાતીને જે ગૌરવ આપ્યું છે તેનું ઉદાહરણ તો જગતસાહિત્યમાં પણ મેળવવું મુશ્કેલ છે. ભક્તકવિ દયારામે ગુજરાતી

સ્ત્રીસમુદાયને કંઠે બેસીને પોતાની કવિતાનો જે વિસ્તાર સાધ્યો તેની સાથે આપણો મધ્યયુગ પણ પૂરો થયો. વીર નર્મદની પ્રેમ–શૌર્યની હાકલથી આપણા સાહિત્યનો અર્વાચીન યુગ શરૂ થયો. એમાં નર્મદ પછી યાદ કરવા જેવું પહેલું નામ એ વ્યવહારુ અને શાણા કવિ દલપતરામનું છે. નર્મદ અને દલપતે શરૂ કરેલા અર્વાચીન યુગનો પહેલો સંસ્કારદ્રષ્ટા તો 'સરસ્વતીચંદ્ર'નો કર્તા ગોવર્ધનરામ ત્રિપાઠી છે. ત્યાર પછી ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યનો વિકાસ એ અર્વાચીન યુગની મોટી સંપત્તિ છે. સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ, આચાર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, કેશવ હર્ષદ ધ્રુવ, નર્મદાશંકર દેવશંકર મહેતા જેવા પંડિતો; કાન્ત, કલાપી, બાલાશંકર, બોટાદકર અને નરસિંહરાવ જેવા કવિઓની સાહિત્યસેવાથી આપણું સાહિત્ય સમૃદ્ધ થયું છે. એ જ યુગના પોતપોતાની રીતે અપૂર્વ પ્રતિભાવંત બે સાહિત્યકારો હજી પોતાની સેવાઓથી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરી રહ્યા છે: એ સાહિત્યકારો તે બળવંતરાય કલ્યાણરાય ઠાકોર તથા નાનાલાલ દલપતરામ કવિ. કનૈયાલાલ મુનશી, રમણલાલ દેસાઈ, મેઘાણી, ધૂમકેતુ જેવા નવલકથાકારો, રામનારાયણ પાઠક વિજયરાય વૈદ્ય, વિશ્વનાથ ભટ્ટ, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જેવા સમર્થ વિવેચકો અને સુંદરમ્, ઉમાશંકર જેવા જુવાન કવિઓનો આખો સંઘ એ આપણી નાનીસૂની મૂડી નથી. આપણા પ્રાંતનાં સાહિત્ય અને સંસ્કારિતાના વિકાસમાં ગુજરાત વિદ્યાપીઠનું નામ પણ સદાય સ્મરણીય રહે તેવું છે.

ઘણાં બંધનો અને મર્યાદાઓમાંથી ગુજરાતી ભાષાને મુક્ત કરીને એમાં શબ્દની શક્તિ અને અર્થની સરળતા મૂકી એનું ઓજસ વધારનાર પૂજ્ય ગાંધીજીનું સ્થાન ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ચિરંજીવ રહેશે. આજે આપણા એ ભૂતપૂર્વ પ્રમુખ અને નિમંત્રિત માનનીય મહેમાન આપણી વચ્ચે હાજર રહી શક્યા હોત તો આપણું આ સંમેલન વધારે યશસ્વી થાત; એમની ગેરહાજરીમાં હું પ્રેમ અને સન્માનની અંજલિ એમને ચરણે ધરું છું.

જેમ જેમ સંજોગો પલટાતા જાય છે તેમ તેમ સામ્યવાદથી માંડીને સંસ્કારવાદ અને ઠેઠ માનવતાવાદનાં દૃષ્ટિબિંદુઓની આગળ-પાછળ આજનું સાહિત્યસ્વરૂપ ઘડાઈ રહ્યું છે; અને એમાં આજના

યુવાન સાહિત્યકારો જે રીતે પોતાનો ફાળો આપી રહ્યા છે તે જોઈને મારા જેવો માત્ર સાહિત્યમાં રસ લેનાર વેપારી પણ ખુશી થાય એવી વાત છે. હું માનું છું કે અહીં પધારેલા સાહિત્યકારોને આજે જે શ્રદ્ધા, આનંદ અને ભાવિદર્શન થઈ રહ્યું હશે તેટલું જ બલકે તેથી પણ વધારે જ્વલંત ભાવિદર્શન મને થયેલું લાગે છે. સાહિત્યકારોનો ફાળો સમાજ–પુનર્ઘટનામાં ઘણો મોટો છે. આજના સંમેલનમાં માનવતાને શોભે અને તેના વિકાસને પોષે એવી સાહિત્ય-ચર્ચા અને એવા નિર્ણયો આપ કરશો તેમાં મને શંકા નથી; પરંતુ હું રહ્યો વેપારી, એટલે મારા દૃષ્ટિબિંદુથી એક વિનંતિ કરી લઉં છું કે આપ સૌ બુદ્ધિ અને ઊર્મિનો માત્ર ઉપયોગ નહિ પરંતુ સદુપયોગ થાય એવી દૃષ્ટિ રાખજો, કે જેના પરિણામે અહીં મળેલું આ પંદરમું ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન ફળદાયી નીવડે.

આજના અસ્થિર અને ગંભીર સંજોગોમાં પણ તકલીફ વેઠીને દૂર દૂરથી પધારીને આપે અમારા શહેરને જે શોભા આપી છે તેને માટે સંસ્કારમંડળ તરફથી હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને સ્વાગત કરું છું.

## પ્રમુખપદનો પ્રસ્તાવ

ત્યાર પછી દી. બ. કૃષ્ણલાલ ઝવેરીએ શ્રીમતી વિદ્યાબહેનના પ્રમુખપદનો પ્રસ્તાવ રજૂ કર્યો હતો. એ પદ માટેની વિદ્યાબહેનની પાત્રતા દર્શાવતાં એમણે એમના સુખી ગૃહસ્થાશ્રમનો, સામાજિક અને સાહિત્યિક સેવાઓનો અને સ્વ. સર રમણભાઈની જીવનસખી તરીકેનાં કર્તવ્યોનો ઉલ્લેખ કરી જણાવ્યું હતું કે એમણે રમણ-ભાઈની સેવાઓ જારી રાખી છે ને એ બેઠાં છે તે રમણભાઈ બેઠા છે એમ ઘણાને લાગે છે. અંતમાં એમણે કહ્યું હતું કે 'જેને મેં નાની છોકરી તરીકે જોયેલી તેને આ પ્રમુખસ્થાનને પાત્ર જોઈને મારા અંતરમાં ઉત્સાહ ઊભરાય છે. વિદ્યાબહેન ઘણું જીવો ને સેવા કરતાં રહો.'

ભાવનગરના દીવાન શ્રી અનંતરાય પટ્ટણીએ દી. બ. ઝવેરીના પ્રસ્તાવને અનુમોદન આપ્યું હતું. તે પછી ડૉ. હરિપ્રસાદ દેસાઈએ અનુમોદન આપતાં કહ્યું કે વિદ્યાબહેનનું નામ પ્રમુખ તરીકે ગવાવા

કરનારા હોઈ પ્રજાને વિદ્યાનું દાન કરવા જેમણે ફરજિયાત કેળવણી તથા જ્ઞાનપ્રચાર માટે પુસ્તકાલયોની સુદૃઢ યોજના કરાવી, પ્રજાના સુખ માટે જેમણે રાતદિવસ ચિંતન કરી પોતાના જીવનનું સાર્થક્ય કર્યું અને ઈશ્વરે જે મહાન પદ તથા સંપત્તિ તેમને બક્ષેલી તેનો સદુપયોગ કરી પોતાની કીર્તિ સર્વત્ર ફેલાવી, તે રાજ્યની છત્રછાયા નીચે આજે આપણે ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષની વિચારણા કરવા એકઠાં થયાં છીએ. આપણે સર્વ એવી ઉમેદ રાખીએ છીએ કે હાલના મહારાજા સાહેબ પોતાના મહાન પ્રતાપી વડીલને પગલે ચાલી તેમની ઉજ્જવલ કીર્તિમાં વધારો કરશે. વડોદરા રાજ્યમાં પાટણની આયુર્વેદિક પાઠશાળા, શિક્ષકો માટેની કૉલેજ તથા કૉમર્સ કૉલેજ આ નવા મહારાજાના અમલ દરમિયાન આરંભાયેલી તેમ જ પુષ્ટિ પામેલી નવી વિદ્યા-વિસ્તારની સંસ્થાઓ છે. ગુજરાતી ભાષા બોલનારી પ્રજાનો બહુ મોટો ભાગ વડોદરા રાજ્યની હકૂમતમાં આવેલો છે. અને હજી પણ જ્ઞાનપ્રચારની સંસ્થાઓ જેવી કે મેડિકલ કૉલેજ, ખેતીવાડીની કૉલેજ, એન્જિનિયરિંગ અને ટેક્નોલૉજીની કૉલેજ આ રાજ્યમાં નીકળે એવી આપણે શુભેચ્છા રાખીએ તો અસ્થાને નહીં ગણાય.

## મારી મહેચ્છા

સાહિત્ય પરિષદના આ સ્થળે થયેલા અધિવેશન પ્રસંગે સ્વ. રા. બ. રણછોડભાઈ ઉદયરામ પ્રમુખ હતા. ગુજરાતી સાહિત્યમાં તેમણે પોતાના વ્યવસાયી જીવનમાં પુષ્કળ પુસ્તકો રચ્યાં છે. એવા પ્રખર સાક્ષરે જે સ્થાનેથી પોતાનાં અભ્યાસ, વિદ્વત્તા અને બુદ્ધિમત્તા વડે પરિષદનું સુકાન ધારણ કર્યું હતું તે સ્થાન લેતાં મારા જેવી અલ્પ વ્યક્તિને અતિશય સંકોચ થાય છે. ગોવર્ધનરામ, કેશવલાલ ધ્રુવ, અંબાલાલ સાકરલાલ, નરસિંહરાવ દિવેટિયા, રમણભાઈ નીલકંઠ, આનંદશંકર ધ્રુવ, મહાત્મા ગાંધીજી, મુનશીજી, ઝવેરી, આદિ ગુર્જરીના મહાન સાક્ષરો અને સાહિત્યકારો ક્યાં અને હું ક્યાં? આ વર્ષની પ્રમુખની વરણીમાં મારા કરતાં અનેક રીતે વિશેષ લાયક એવાં નામો સૂચવાયેલાં અને તેમાંથી કોઈની પસંદગી થઈ હોત તો મારા જેટલો હર્ષ કોઈને પણ થયો ન હોત. પરંતુ કાર્યકર્તાઓની ઇચ્છાને શરણે થઈને આ મહાન જવાબદારી ભરેલું પદ મેં આનાકાની સાથે

સ્વીકાર્યું છે અને ડગલે ને પગલે મારી ત્રુટિઓનું મને ભાન રહે છે. ગુજરાતી સાહિત્યમાં મારો ફાળો નહીં જેવો છે. છતાં એટલું કહેવાની હિંમત કરું છું કે ગુજરાતી ભાષા માટે મારી પ્રીતિ કોઈનાથી ઊતરે તેમ નથી. એ ભાષાના સાહિત્યની ચઢતી કેમ થાય એ મારો રાત્રિ-દિવસનો વ્યવસાય છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સાથેના પંદર વર્ષથી વધારે સમયના મારા સંબંધને લીધે ગુજરાતી ભાષા, સાહિત્ય વિશે સતત ચેતનવંતાં રહેવાનો મને સુયોગ પ્રાપ્ત થયો છે, જેથી કરીને આપણી ભાષાના સાહિત્ય પ્રત્યેનો મારો અનુરાગ દૃઢતર થયો છે. કોઈ પણ પ્રકારે એ સાહિત્યની સેવા થાય—પુસ્તકો રચીને નહીં તો ગમે તે માર્ગે—તો તે કરવા મારી અતિ ઉત્કટ ઈચ્છા છે. મારી અલ્પ શક્તિઓનો ઉપયોગ બને તેટલો એ દિશામાં કરવા મારો સંકલ્પ છે. એ સાહિત્યના અતિ નમ્ર ભક્ત, ઉપાસક, પ્રશંસક, પ્રેમી, શુભેચ્છક તથા શ્રદ્ધાવાન હોનાર જો સાહિત્ય સંમેલનના પ્રમુખ માટે લાયક ગણાય તો હું પોતાને લાયક માનું છું.

## વડોદરા: સાહિત્યની વૃદ્ધિનું-સ્થાન

વડોદરા શહેર અને રાજ્યમાં આપણા સાહિત્યના અગ્રણીઓ થઈ ગયા છે. તેમાં પ્રેમાનંદ અને દયારામ એ બે જૂના કવિઓનાં નામ અગ્રસ્થાને છે. સાહિત્યના ઉત્કર્ષ માટે રાજ્ય તરફથી જુદી જુદી ગ્રંથમાળાઓ રચવાનું જે કાર્ય થઈ રહ્યું છે અને જે દ્વારા આપણા સાહિત્યમાં સંગીન ઉમેરો થયો છે તેનો નિર્દેશ કરવો આવશ્યક છે. આજે એવે સ્થળે આપણે મળીએ છીએ કે જ્યાં ગુજરાતી ભાષાના ઉત્કર્ષ માટે પુષ્કળ કાર્ય ચાલી રહ્યું છે; સાહિત્યનાં સર્વ અંગો ખીલવવા માટે વ્યવસ્થિત યોજનાઓ ચાલુ છે અને રહેશે જ એમ માનીએ છીએ.

## સાહિત્યના અનેક શાખીય વિકાસની આવશ્યકતા

નર્મદ અને દલપતરામના યુગ પછી યુનિવર્સિટીના ગુજરાતી ગ્રેજ્યુએટોએ માતૃભાષામાં ગ્રંથો લખવા માંડ્યા અને ત્યારથી નવીન ગુજરાતી સાહિત્ય રચાવા માંડ્યું એ સર્વવિદિત છે. પરંતુ તેમાં વેગ અને ચેતન તો મહાત્મા ગાંધીજીની પ્રેરણાથી આવ્યાં એ નિર્વિવાદ

છે. દેશપ્રેમની હાક્લ સાથે સ્વભાષાપ્રેમની છોળો આવી જેથી સંખ્યાબંધ નવજુવાનોના દિલમાં સ્વભાષા પ્રત્યે માન અને પ્રેમ ઉત્પન્ન થયાં. પોતાની બુદ્ધિશક્તિ સ્વભાષાને ચરણે અર્પણ કરવાના કોડ તેમનામાં જાગ્યા અને એમાં જ પોતાનું ગૌરવ છે એવી માન્યતા વધારે ને વધારે પ્રસરી એ તો આપણે જોઈ શકીએ છીએ. એ પ્રબળ વેગ ક્યાં ક્યાં વહે છે તે સમીક્ષા અમદાવાદની ગુજરાત સાહિત્યસભા પ્રતિવર્ષ કેટલાંક વર્ષોથી કરાવે છે જેનાથી સમર્થ વિદ્વાનોને હાથે આપણા સાહિત્યનું વધતું જતું પ્રમાણ આપણી નજર આગળ રહે છે. નાનીમોટી વાર્તાઓ, નવલકથાઓ, નાટકો, નિબંધો, વિવેચનો, કાવ્યગ્રંથો વગેરેનો પરિપાક પ્રતિવર્ષ વધતો જાય છે. તથાપિ સાહિત્યનાં ઘણાં અંગો હજી પૂરાં વિકાસ પામ્યાં નથી; ઇતિહાસ, જીવનચરિત્રો—જેમાં તે તે સમય અને પરિસ્થિતિનાં તાદશ ચિત્રો આવે તેવાં—ની ઊણપ પહેલી નજરે જણાઈ આવે છે. વિજ્ઞાનનાં પુસ્તકો ઘણા અલ્પ પ્રમાણમાં લખાય છે એમ સાહિત્યસભાના તે વિભાગના નિરીક્ષકે આ વર્ષ સખેદ જણાવેલું છે. ભૌતિકશાસ્ત્ર ઉપરાંત, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, નાગરિકશાસ્ત્ર, અર્થશાસ્ત્ર વગેરે વિવિધ શાસ્ત્રોના ગ્રંથો ગુજરાતી ભાષામાં રચાવા જોઈએ એમ આ પરિષદના સુકાનીઓએ વારંવાર કહેલું છે; પરંતુ એ દિશામાં આપણી પ્રગતિ નહીં જેવી છે. એ દિશામાં પ્રગતિ સાધવાનો એક માત્ર ઉપાય તે આપણા અભ્યાસક્રમમાં સ્વભાષાનો તમામ ઉપયોગ થાય તે જ છે. સને ૧૯૩૧માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી માટે કરેલા મારા વ્યાખ્યાનમાં મેં એ જ વસ્તુ ઉપર ભાર મૂકેલો છે. અને જો અવિનય ન થાતો હોય તો મારા વિચારો ફરી રજૂ કરવાની રજા લઉં છું:—

## સ્વભાષા દ્વારા શિક્ષણની આવશ્યકતાનાં કારણો

'સ્વભાષાને ઊંચે મૂકી દેવી એ દલીલ કોઈ દેશમાં, કોઈ યુનિવર્સિટીમાં—આપણા દેશ સિવાય સ્વીકારી લેવાય એ માની શકાય તેમ નથી. ઉચ્ચ શિક્ષણમાં અમુક ગણિતશાસ્ત્ર વિના ન ચાલે, અમુક વિજ્ઞાનશાસ્ત્ર વિના તે અધૂરું ગણાય, અમુક પ્રાચીન ભાષા વગર તેમાં ખામી રહે, માત્ર સ્વભાષાના સાહિત્યથી અજ્ઞાન હોવામાં કાંઈ જ

અડચણ નહીં એમ માની ઉચ્ચ શિક્ષણનો ક્રમ ગોઠવાય અને તેમાં આપણા જ સુશિક્ષિત પુરુષો એમ કહે કે આપણી ભાષામાં સાહિત્ય જ ક્યાં છે કે તે શીખવાની જરૂર હોય. આથી વિશેષ શોચનીય શું હોય? બીજી ભાષાને મુકાબલે ઓછું સાહિત્ય હોય માટે તેટલું પણ અભ્યાસક્રમમાં ન મૂકવું અને તેને અવગણવું એ વસ્તુ સાહિત્યની ખીલવણીને અટકાવનાર થઈ પડે એ સ્વાભાવિક છે. જગતના કોઈ દેશના શિક્ષણક્રમમાં પોતાની ભાષાની અવગણના કરવામાં આવે એવું જોવામાં નથી આવતું. ઈંગ્લાંડમાં ગયા જમાનામાં ગ્રીક લેટિનને જે મહત્ત્વ અપાતું તે હાલ અપાતું નથી અને અંગ્રેજીને જ પ્રાધાન્ય અપાય છે. અને જ્યારે ગ્રીક લેટિન શિષ્ટ શિક્ષણનું એક અતિ આવશ્યક અંગ ગણાતું ત્યારે પણ અંગ્રેજી ઉપરાંત તેનો અભ્યાસ થતો, અંગ્રેજીને છોડીને નહીં, એ તો આપણે સહુ જાણીએ છીએ. Classical Language (સાહિત્યકીય ભાષા) અને માતૃભાષા એ બેના હિમાયતીઓ વચ્ચે હમેશ ઝઘડા ચાલુ જ હોય છે. પરંતુ તેમાં બન્ને પક્ષવાળા જો ધારે તો સમાધાન કરી શકે તેમ છે. પ્રાચીન ભાષા શીખવાથી જે લાભ છે તે દરેકને તે ફરજિયાત શીખવવાથી મળે જ એમ માન્યતા છે, એ ઘણી વાર ખોટી પડેલી જોવામાં આવે છે. જોરજુલમથી, પરીક્ષા પસાર કરવાના હેતુ માત્રથી કરેલો પ્રાચીન ભાષાનો અભ્યાસ માનસિક વિકાસમાં પણ સહાયભૂત થતો નથી, તેમ જ સ્વભાષાના અભ્યાસમાં પણ ઉપયોગી બનતો નથી. યુનિવર્સિટીમાંથી નીકળેલા સેંકડો વિદ્યાર્થીઓ સંસ્કૃત ભાષાનો એક પણ નવો શ્લોક સમજી શકતા નથી અથવા શુદ્ધ ગુજરાતી લખી શકતા નથી. તેમના માનસ પર સંસ્કૃત ભાષાના શિક્ષણના સંસ્કારનો અંશ પણ જોવામાં નથી આવતો. આવા શિક્ષણથી લાભ નહીં પણ ગેરલાભ છે, કારણકે તેથી મનોબળનો નિરર્થક વ્યય કર્યો કહેવાય. તેને બદલે તેટલી મનઃશક્તિ સ્વભાષા પર વાપરી હોય તો અનેકગણું ફળ મળે એ નિઃસંશય છે. આપણા દેશની ખાસ પરિસ્થિતિને લીધે અંગ્રેજીનું શિક્ષણ આવશ્યક છે, એટલે વધારે બોજો ઉઠાવીને પણ સ્વભાષાનો અભ્યાસ કર્યા સિવાય આપણો છૂટકો નથી. જો બે ભાષાથી ન ચાલે એમ મનાતું હોય તો ભલે ત્રણ ભાષા શિખાય, પણ સ્વભાષા છોડી દેવી એના જેવું આત્મઘાતક કાંઈ જ નથી.

## ઉચ્ચ અભ્યાસમાં સ્વભાષાથી લાભ

'જ્યારે યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષાને પૂર્ણ સ્થાન મળશે ત્યારે તેના અભ્યાસીઓની સંખ્યા વધશે, દરેક વિષયનાં પાઠ્ય પુસ્તકો રચાશે અને તેના સાહિત્યમાં જોઈતો ઉમેરો અવશ્ય થશે જ. ઉચ્ચ અભ્યાસક્રમમાં સ્વભાષાને સ્થાન મળે તો જ તેનો અભ્યાસ કરનારા વધે, તો જ તેના ગ્રંથકારોને ઉત્તેજન મળે અને લેખકોની સંખ્યા પણ વધે આપણું સાહિત્ય અભિવૃદ્ધ થાય એવા અભિલાષ ધરાવનાર સર્વ કોઈએ એ ભાષાનો અભ્યાસ સર્વથા વધારવા માટે સર્વ દિશામાં પ્રયત્ન કરવાની જરૂર છે. દરેક જણ સાહિત્ય સર્જી ન શકે પણ વાંચી તો જરૂર શકે. દરેક જણ પુસ્તકો ખરીદ ન કરી શકે પણ પ્રયત્ન કરી મેળવીને વાંચી શકે. આપણા સાહિત્ય તરફની આપણી બેદરકારીને પરિણામે આપણી ભાષા જોઈએ તેવી ખેડાઈ નથી; માટે તેવી બેદરકારી હવે એક ક્ષણ પણ વધારે ચલાવી લઈ શકાય તેમ નથી.

'આપણને જણાય છે કે સ્વભાષાનો અનુરાગ ઉત્પન્ન થઈ ચૂક્યો છે; સ્વભાષાના સાહિત્યમાં પોતાનો ફાળો આપવા તત્પર થયેલા લેખકો પણ ઉત્પન્ન થવા લાગ્યા છે અને ભાષાનો અભ્યાસ કરનાર પણ નીકળવા લાગ્યા છે. અભ્યાસ માટે સાધનસામગ્રી એક બાજુથી તૈયાર થાય છે અને બીજી તરફથી તે અભ્યાસનું ગૌરવ સમજનાર વર્ગ નીકળ્યો છે; -એટલે એ સાહિત્ય અને એ અભ્યાસનું ભવિષ્ય ઉત્તમ છે એ નિઃસંદેહ છે.'

## યુનિવર્સિટીમાં સ્વભાષા પ્રતિ આદરનાં મંડાણ અને થોડી મુશ્કેલી

ગુજરાતી ભાષાને આપણા શિક્ષણમાં યોગ્ય સ્થાન મળવું જોઈએ એ વિશે હું માનું છું કે હવે કોઈને શંકા નહીં જ હોય. મુંબઈ યુનિવર્સિટી જેવી સ્વમતાવલંબી યુનિવર્સિટીએ પણ પોતાના દૃઢ મતોને શિથિલ કરી માતૃભાષાને કેટલેક અંશે અભ્યાસક્રમમાં સ્થાન આપવા માંડ્યું છે. જોકે કંજૂસના ધન પેઠે નછૂટકે અને ટુકડે ટુકડે પ્રયોગ કરેલા છે. પરંતુ મોડા મોડા પણ એ સિદ્ધાંતનો સ્વીકાર થયો છે એ ખુશી થવા જેવું છે. બાકી એની શરૂઆત વિચિત્ર રીતે થયેલી

એ આપણે સૌ જાણીએ છીએ. ઉચ્ચ અભ્યાસક્રમમાં સ્વભાષા રાખવાની માગણી કરવામાં આવે ત્યારે યુનિવર્સિટીના સત્તાધીશો તરફથી જવાબ મળે કે એ ભાષાઓમાં પૂરતું સાહિત્ય નથી. આમ કહીને સ્વભાષા પહેલી દાખલ કરી તે એમ. એ. 'માસ્ટર'ની ડિગ્રી માટે! પછી મેટ્રિકમાં ફરજિયાત કરી, બી. એ.માં પણ રહેતે રહેતે દાખલ થઈ; વચ્ચેનાં અભ્યાસનાં વર્ષોમાં નહીં; એટલે વિદ્યાર્થીઓના અભ્યાસની શી દશા થાય તે તો એ અધિકારીઓના લક્ષ બહાર જ રહ્યું. આમ ટોલ્લા દઈ દઈને હાલની સ્થિતિએ એ અભ્યાસક્રમ પહોંચ્યો છે. માતૃભાષાના માધ્યમ (medium) માટે પણ આપણા પ્રાંતની યુનિવર્સિટીમાં વિચિત્ર વલણ છે. ઘણી ઘણી માગણીઓ પછી માધ્યમિક શિક્ષણમાં માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનું કેટલેક અંશે દાખલ થયું છે. પરંતુ તેથી વિદ્યાર્થીઓની દશા દુઃખદાયક થઈ છે, કારણકે ઉચ્ચ શિક્ષણમાં સ્વભાષાનું માધ્યમ નથી. ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન જેવા વિષયો મેટ્રિક સુધી ગુજરાતીમાં શીખનાર વિદ્યાર્થી કૉલેજમાં દાખલ થાય ત્યારે એ સર્વ વિષયો અંગ્રેજી દ્વારા તેને શીખતાં અત્યંત મુશ્કેલી પડે એ દેખીતું જ છે. અને એ મુસીબત ટાળવા માતૃભાષામાં શીખવાની છૂટ હોવાની સુગમતાનો લાભ છોડી દેવાનું ઘણા વિદ્યાર્થીઓ પસંદ કરે છે. અભ્યાસક્રમોના રચનારને અમારી નમ્ર વિનંતી છે કે એ ક્રમ ઉપર સળંગ નજર નાંખે અને વિદ્યાર્થીઓનું દૃષ્ટિબિંદુ લક્ષ બહાર ન જવા દે. પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને વિદ્યાર્થીજગતની પરિસ્થિતિનો સુમેળ સાધે.

## આપણી પોતાની યુનિવર્સિટી

આટલા પ્રસ્તાવ પછી જે મુખ્ય મુદ્દા સંબંધી આપ સર્વની સમક્ષ યથાશક્તિ અને યથામતિ રજૂ કરવા માગું છું તે બાબત તે આપણી પોતાની યુનિવર્સિટી છે. યુનિવર્સિટી એ અંગ્રેજી ભાષાનો શબ્દ છે અને મધ્યયુગમાં યુરોપમાં હાલ જે અર્થમાં આપણે વાપરીએ છીએ તે કરતાં કાંઈક જુદા અર્થમાં વપરાતો—તેનો અર્થ કોઈ પણ સંયુક્ત મંડળ એવો થતો. ત્યાર પછી રાજ્ય તેમ જ ધર્મસંસ્થાએ માન્ય કરેલું અધ્યાપક મંડળ એ અર્થમાં શબ્દ વપરાવા લાગ્યો. વખત જતાં યુનિવર્સિટીનું ક્ષેત્ર વિશાળ થતાં તેના અર્થમાં

વિશિષ્ટતા આવી અને હાલના અર્થમાં એ શબ્દ વપરાવા લાગ્યો. આપણી યુનિવર્સિટીનો ખ્યાલ મેળવવા થોડુંઘણું વાંચવામાં મેં પ્રથમ શોધ્યું કે શિક્ષણનું માધ્યમ—અથવા હવેથી વાહન શબ્દ વાપરવાનું યોગ્ય માની વાહન—શું હોય તે માટે પાનાં ઉથલાવ્યાં. અલબત્ત, આ શ્રમ નકામો જ હતો. કોઈ દેશ, કોઈ પ્રજા કે કોઈ કાળમાં સ્વભાષા સિવાય્ શિક્ષણનું વાહન, બીજું હોઈ શકે એવી કલ્પના પણ ક્યાંય નજરે પડી નહીં! એવી અસંગતતા આપણા દેશમાં જ પ્રવર્તે છે અને તેનો બચાવ કરવા આપણામાંના ઘણા નીકળી પડે છે. છેલ્લાં પચાસ વર્ષ દરમિયાન હિંદની કેળવણીને લગતાં કમિશનો, કેળવણીકારોના અભિપ્રાયો અને દેશહિતચિંતકોનાં મંતવ્યો એકે અવાજે એમ જ દર્શાવે છે કે તમામ શિક્ષણ સ્વભાષા દ્વારા જ અપાવું જોઈએ. એટલે કે આજ જે સ્થિતિ છે તેનો બનતી ત્વરાએ અંત આણવાની અત્યંત જરૂર છે. જ્યાં સુધી આ સત્ય આપણા મનમાં ઠસશે નહીં ત્યાં સુધી આપણે શિક્ષણમાં આગળ વધી શકવાનાં નથી. આપણાં બાળકો અને યુવકોનાં અમૂલ્ય વર્ષ, તેમની બુદ્ધિ અને સ્મરણશક્તિનો એટલો બધો નાહક વ્યય થાય છે કે તેની કલ્પના કરવી અશક્ય છે. યુરોપ–અમેરિકાની શાળામાંથી શિક્ષણ પૂરું કરી નીકળેલા યુવકો એટલા બધા ઉપયોગી વિષયોમાં પારંગત થાય છે કે કોઈ પણ ધંધા માટે તેમની લાયકાત નિશ્ચિત થઈ ગઈ હોય છે. આપણી શાળાંત–મેટ્રિક પાસ થયેલો યુવક કાચું અને અશુદ્ધ અંગ્રેજી અને થોડાઘણા બીજા વિષયોનું જ્ઞાન લઈ દસ કે અગિયાર વર્ષ શાળાઓના અભ્યાસક્રમમાં પિલાઈ બહાર નીકળે છે. તેને પરભાષા દ્વારા વિષયો શીખવા પડે છે અને એ કાર્ય uphill work એટલે કે ડુંગર ચઢવા જેવું મુશ્કેલ છે. અંગ્રેજી ભાષાનું જ્ઞાન આપણે માટે અનિવાર્ય છે એ સ્વીકારવા છતાં એ ભાષા દ્વારા વિષયોનું શિક્ષણ કેવળ નિરર્થક છે, એટલું જ નહીં પણ એ વિદ્યાર્થીની વિચાર કરવાની શક્તિ તેમ જ કલ્પનાશક્તિને કચડી–ભચડી નાંખે છે. આ પદ્ધતિની વિપરીતતાનું ખોટું માપ થોડાઘણા આગળ પડતા વિદ્વાનો પરથી આપણને કાઢવાની ટેવ પડી છે. પરંતુ સાથે સાથે સેંકડો ને હજારો વિદ્યાર્થીઓનો જે કચ્ચરઘાણ નીકળી જાય છે તે તરફ આપણે દુર્લક્ષ કરતાં આવ્યાં છીએ.

## સ્વ. ગજ્જરનો મનોભાવ: સ્વભાષા દ્વારા શિક્ષણનો લાભ

વડોદરાના સદ્ગત મહારાજાને પોતાનું રાજ્ય આદર્શરૂપ બનાવવાની મહત્ત્વાકાંક્ષા હતી અને તે પૂર્ણ કરવાને જે નરરત્નોને તેમણે રાજ્યમાં સંઘરેલાં તેમાં સ્વ. પ્રોફેસર ત્રિભોવનદાસ ગજ્જરનું નામ મોખરે આવે છે. ગજ્જર સાહેબ પ્રથમ કોટિના વિજ્ઞાનવેત્તા હતા. તેમની બુદ્ધિ જેટલી તીક્ષ્ણ તેટલી જ ઊંડી હતી. સાથે સાથે સ્વદેશોન્નતિ, દેશપ્રીતિ અને રાષ્ટ્રભાવના તેમના જીવનમાં વ્યાપેલાં હતાં. આવા એક મહાપુરુષે વડોદરામાં કલાભવનની સ્થાપના કરી તે સાથે એ સંસ્થામાં ઉચ્ચ અભ્યાસ સ્વભાષામાં કરાવવાની યોજના કરી હતી. સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટે પોતાના જીવનવ્યવસાયની શરૂઆત એ સંસ્થાના આ વિભાગમાં કરી હતી. ગમે તે કારણથી એ આશાપ્રદ શાખા આગળ વધી નહીં, પરંતુ જે વિદ્યાર્થીઓએ તેમાં શિક્ષણ લીધેલું તેઓ માત્ર ગુજરાતી જ શીખેલા હોવા છતાં ઉચ્ચ જ્ઞાનમાં કોઈ પણ યુનિવર્સિટીના પદવીધરથી ઊતરતા નહોતા એ મારી જાતમાહિતી પરથી કહેવાની હિંમત કરું છું, કેમકે એની પરીક્ષાનાં જવાબપત્રો જોવાની મને તક મળી હતી. આ ઉલ્લેખ કરવાની મતલબ એ છે કે સ્વભાષા દ્વારા શિક્ષણ કેટલે દરજ્જે સફળ થાય છે તેનો ખ્યાલ આવે. ગજ્જર સાહેબે જે આરંભ કર્યો તે વિરુદ્ધ ન થયો, પરંતુ તેમના મનમાં શિક્ષણયોજનાના સંકલ્પો રચાયા જતા હતા. સને ૧૯૦૫માં તેમણે The complete Modern University* નામની નાની પુસ્તિકા બહાર પાડી હતી. આ યોજના હિંદના યુનિવર્સિટી કમિશન આગળ તેમણે રજૂ કરી હતી. તે યોજનાનો પ્રથમ સિદ્ધાંત એ હતો કે સર્વ શિક્ષણ માતૃભાષા દ્વારા અપાવું જોઈએ. કવિવર ટાગોર પણ પોતાના એક લેખમાં સ્વભાષા દ્વારા શિક્ષણની આગ્રહપૂર્વક ભલામણ કરે છે. મહાત્મા ગાંધીજીએ તો પોકારી પોકારીને એ વસ્તુ તરફ દેશનું ધ્યાન દોર્યું છે. આ બે દેશહિતચિંતકોએ પોતાની સ્થાપેલી શિક્ષણસંસ્થાઓ શાંતિનિકેતન અને ગુજરાત વિદ્યાપીઠમાં એ સિદ્ધાંતને અમલમાં મૂકેલો. મિ. એચ. એન્. બ્રેઈલ્સ ફોર્ડ લખે છે કે ‘ આપણી લાગણીઓ પર જેનો પ્રભાવ

* આ પુસ્તિકા કદાચ અપ્રાપ્ય હશે. તેમાં યુનિવર્સિટીની faculties, અભ્યાસક્રમ, કોલેજો વગેરેની ઝીણામાં ઝીણી વિગતો પોતે આપેલાં છે,

છે તે એક જ ભાષા હોઈ શકે; એક જ ભાષા આપણાં સૂક્ષ્મ સૂચનોનું ભાન તે ભાષાના શબ્દો વડે પરિપૂર્ણ રીતે અને સ્વાભાવિકતાથી કરાવી શકે; આ ભાષા તે આપણે આપણી માતાના ચરણ આગળ શીખેલા તે છે; એ ભાષા તે એ જ કે જેનો ઉપયોગ આપણી પ્રાર્થનાઓમાં આપણે કરીએ છીએ, સુખદુ:ખના ઉદ્‌ગારો જે દ્વારા આપણે દર્શાવીએ છીએ. આ ભાષા છોડીને બીજી ભાષાને શિક્ષણનું વાહન બનાવવું તે વિદ્યાર્થીઓનો બોજો વધારવા ઉપરાંત તેમનાં માનસને પાંગળાં બનાવવાં અને તે માનસની મુક્ત ગતિ અટકાવવા બરાબર છે!'

## સ્વભાષા દ્વારા શિક્ષણના વિરોધીઓ પ્રત્યે

આ મતને પુષ્ટિ આપવા બને તેટલા અભિપ્રાયો એકત્ર કરવાનું ઉચિત ધાર્યું છે, કારણકે આપણામાં ભણેલા–ગણેલા, જીવનની ટોચે પહોંચેલા, અને અનેકવિધ ધંધામાં સફળતા પામેલા, જેમના અભિપ્રાય વજનદાર ગણાય તેવા, પત્રકારો, વકીલો, શિક્ષકો, ડોક્ટરો વગેરે છે જેઓને આ દીવા જેવું સત્ય દેખાતું નથી; જેઓ પોતે પોતાના વ્યવહારમાં ફત્તેહમંદ થયા તે જાણે પરભાષા દ્વારા શિક્ષણ લેવાથી જ એમ દૃઢતાપૂર્વક માને છે અને મનાવવા મથે છે. આવા સજ્જનોને તો તેમના અભિપ્રાય ફેરવવા કહેવું એ નિરર્થક છે. પરંતુ એમના દોરવ્યા બીજા ન દોરાય તે માટે ચેતવણી રૂપે પિષ્ટપેષણનો દોષ વહોરીને પણ આ સત્ય રજૂ કરવાની જરૂર છે. ઉપર કહ્યા તેમના સિવાય કેટલાયે વિચારકો છે જેમને આ સત્ય સ્પષ્ટ દેખાયું છે અને તેમણે તે જણાવી દીધું છે.

## સ્વભાષા દ્વારા શિક્ષણ વિશે સબળ અભિપ્રાયો

પરદેશમાં જઈ જેમણે ત્યાંની યુનિવર્સિટીની પદવી મેળવી છે અને અંગ્રેજી ભાષાના અધ્યાપક છે તેવા એક પ્રોફેસર ચીબ કહે છે કે 'હિંદમાં ચાલતી જે શિક્ષણપ્રથા અત્યંત યોજનાવિહીન તેમ જ નિરર્થક વ્યય કરનાર છે તેમાં સુધારણા કરવી હોય તો આપણે હિંમતભેર શિક્ષણનું વાહન અંગ્રેજી છે તે બદલીને માતૃભાષા કરવું જોઈએ.' પંજાબ યુનિવર્સિટી ઇન્કવાયરી કમિટી પોતાના નિવેદનમાં

જણાવે છે: 'પાશ્ચાત્ય વિદ્યાનું શિક્ષણ વિદ્યાર્થીઓને હજી પણ પરભાષા દ્વારા આપવામાં આવે છે એ દુઃખદાયક અને અડચણરૂપ છે. અંગ્રેજી ભાષા ઉપર વાહન તરીકે પ્રભુત્વ મેળવવામાં જે વખત જાય છે તે ઘણો છે—લગભગ અભ્યાસકાળનો ત્રીજો ભાગ એમાં ચાલ્યો જાય છે. છતાં ઘણા વિદ્યાર્થીઓ એ હેતુ પાર પાડી શકે છે કે નહીં તે શંકાસ્પદ છે.' સને ૧૯૨૮ માં ઈંગ્લાંડની સરકારે નીમેલી હાર્ટોગ કમિટી જે હિંદના શિક્ષણ અને અભ્યાસને લગતી માહિતી મેળવવા આવેલી તેનો અભિપ્રાય પણ એ જ હતો કે હિંદમાં નવી શિક્ષણપ્રણાલિકા દાખલ કરવામાં આવી ત્યારે માતૃભાષા તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું છે. અંગ્રેજી રાજ્ય સ્થપાયું તે વખતના અધિકારીઓએ દેશની કેળવણીનો પ્રશ્ન વિચારણામાં લીધો. દેશમાં ચાલતી ફારસી અને સંસ્કૃત ભાષાઓને બદલે અંગ્રેજીને સ્થાન આપવું એમ તેમણે નિર્ણય કર્યો. કેટલાક દેશી ભાષાની તરફેણમાં હતા. એમ સામસામા મત વચ્ચે ઝોલાં ખાતું આપણું શિક્ષણ ચાલતું હતું. સને ૧૮૩૫ માં નિમાયેલી 'કમિટી ઑફ એજ્યુકેશન ઈન્ ઈન્ડિયા'એ માતૃભાષામાં ચાલતાં પુસ્તકો બંધ કરી અંગ્રેજી પાઠ્ય પુસ્તકો દાખલ કરાવ્યાં. પરંતુ ૧૮૫૪ માં સર ચાર્લ્સ વુડે (જે વાઈકાઉન્ટ હેલિફેક્સનો ઈલ્કાબધારી થયો હતો અને હિંદના ભૂતપૂર્વ વાઈસરૉય લૉર્ડ ઈરવિન જે વાઈકાઉન્ટ હેલિફેક્સ છે તેમનો પૂર્વજ હતો) પોતાનો સુપ્રસિદ્ધ 'ડિસ્પેચ' મોકલ્યો તેમાં આમ જનતાના શિક્ષણ માટે સ્વભાષાનું વાહન એ જ શક્ય વસ્તુ છે અને તે માટે એ ભાષાઓના અભ્યાસની મહત્તા ઉપર તેણે ખાસ ભાર મૂક્યો હતો. આમ છતાં એ ભાષાનો અભ્યાસ ઓછો થવા લાગ્યો અને ભુલાઈ ગયો. સરકારને અંગ્રેજી જાણનાર નોકરોની જરૂર હતી એટલે આ મહત્ત્વની દેશહિતની વાત ટોલ્લે ચઢી. પ્રજાને પણ નોકરીઓ મળવા લાગી એટલે બીજો વિચાર કર્યો નહીં. અને માધ્યમિક અને ઉચ્ચ અભ્યાસ માટે વાહન તરીકે અંગ્રેજી સ્થાપિત થઈ ગયું. આ વિરુદ્ધનાં આંદોલનો ફરી થવા લાગ્યાં છે અને કોઈ પણ સુશિક્ષિત હિંદી એ ન સ્વીકારે એમ હોવું જોઈએ નહીં.

## અંગ્રેજીની આવશ્યકતા કેટલી ?

સ્વભાષાના વાહન માટે આટલું કહેવા સાથે એ કહેવાની જરૂર છે કે અંગ્રેજી ભાષાનો અભ્યાસ આપણી શાળા–પાઠશાળાઓમાં અનિવાર્ય છે. એ ભાષાનાં પુસ્તકોનો અભ્યાસ હિતાવહ છે, એટલું જ નહીં પણ જગતભર સાથે સંપર્ક સાધવા માટે એ અનિવાર્ય છે. એટલે અંગ્રેજીની બિલકુલ જરૂર નથી એવા બીજા છેડાના મત ધરાવનાર સાથે હું સંમત નથી એ નમ્રતાથી કહેવું યોગ્ય ધારું છું.

આવો સર્વમાન્ય હોવો જોઈએ તેવા તેમ જ સ્વતઃસિદ્ધ સિદ્ધાંત માટે આગ્રહ દર્શાવ્યા પછી આપણે કેવી યુનિવર્સિટીની અપેક્ષા રાખવી જોઈએ તેનું આછું દિગ્દર્શન કરાવવાનો પ્રયત્ન કરવો આવશ્યક છે.

## આપણી યુનિવર્સિટી કેવી હોવી જોઈએ ?

આપણા દેશમાં અતિ પ્રાચીન કાળથી અધ્યયન અને અધ્યાપનની પદ્ધતિ ચાલતી આવેલી છે. એ રીતે જ્ઞાનપ્રચાર કરનારા પોતે વિના વિક્ષેપે અધ્યાપન તેમ જ અધ્યયન કરી શકે તે માટે તેમને જીવન ચલાવવા દ્રવ્યોપાર્જનના શ્રમથી મુક્ત રાખવાનો પ્રબંધ હતો. અધ્યાપકો પોતાનો સર્વ સમય એક જ વ્યવસાયમાં ગાળી શકે તે માટે આ વ્યવસ્થા અતિ અગત્યની હતી અને બ્રાહ્મણો મુખ્યત્વે એ કાર્ય કરતા, એટલે તેમને કુટુંબના પોષણ માટે ખાસ ધંધો કરવાની જરૂર રહેતી નહીં. વખત જતાં અધ્યયન–અધ્યાપન બંધ પડ્યું, પરંતુ બ્રાહ્મણોની પરંપરાથી ચાલતી આવેલી પરાવલંબનની ટેવ દૃઢ થઈ ગઈ અને માનવંતા ગુરુઓ મટી તેઓ ભિક્ષુકનું પદ પામ્યા. તત્ત્વજ્ઞાનનું ચિંતન અને ધર્મનું મનન–પઠન–પાઠન એ સેંકડો વર્ષથી આ દેશની મહાન સંપત્તિ છે. ગુરુના આશ્રમો ઉપરાંત મોટાં વિદ્યાપીઠની સંસ્થા ઘણા પ્રાચીનકાળમાં જાણીતી હતી. બૌદ્ધ ધર્મના પ્રચાર સમયે પણ સંખ્યાબંધ વિદ્યાર્થીઓ જ્યાં શિક્ષણ લે તેવી સંસ્થાઓ હતી. તક્ષશિલા અને નાલંદાના અવશેષો આ વાતની સાક્ષી પૂરે છે. હિંદની સંસ્કૃતિ કેટલી ઉચ્ચ કક્ષાએ પહોંચી હતી તે આ પરથી કલ્પી શકાય તેમ છે.

આ વિદ્યાપીઠોનાં ધોરણે હાલ યુનિવર્સિટી સ્થાપી શકાય એમ નથી. સમયના વહેવા સાથે સમાજજીવન પણ સર્વથા બદલાઈ ગયું

છે, એ જીવનને અનુરૂપ શિક્ષણની યોજનાઓ રચાવી જોઈએ એ દેખીતું છે. આપણી સંસ્કૃતિ, રહેણી-કરણીને બંધબેસતું શિક્ષણ હોય તો જ તે પ્રજાજીવનનાં સર્વ અંગોને સ્પર્શે. પશ્ચિમમાંથી યુનિવર્સિટીનું આરોપણ આપણે ત્યાં દાખલ કરવામાં આવેલું છે તે કેટલેક અંશે સફળ ન થાય એવો સંભવ છે અને એમાં ક્યાં ફેરફાર કરવાની જરૂર છે તેનો ગંભીરતાથી વિચાર કરવાનો સમય આવી લાગ્યો છે. પ્રોફેસર ગજ્જરે જેની બારીક રૂપરેખા દોરી છે તેમાં હાલની સંસ્થાઓની પુનર્રચના મુખ્યત્વે છે. તેઓ પ્રજાકીય કેળવણીને બે વિભાગમાં વહેંચી નાંખે છે: પ્રથમ વિભાગ તે સામાન્ય કેળવણી છે. એ સામાન્ય કેળવણી મનુષ્યને પરિપક્વ કરે છે. બીજો વિભાગ તે વિશિષ્ટ કેળવણી છે. એ કેળવણી દરેક મનુષ્યને પોતાને હિસ્સે આવતા કર્તવ્યક્ષેત્ર માટે પ્રવીણ કરે છે. એ કેળવણી વડે મનુષ્ય રાષ્ટ્રને પોતાનો ફાળો અર્પણ કરે છે. તેમના મત પ્રમાણે પૂર્ણ શિક્ષણ લેવાનું કામ ચોવીસ વર્ષની ઉમર સુધી ચાલુ રહેવાની જરૂર છે. સત્તર વર્ષની વય સુધીમાં શાળામાં તમામ વિષયોનું એવું જ્ઞાન મળવું જોઈએ કે વિદ્યાર્થી પોતાના કર્તવ્યક્ષેત્રનો નિર્ણય કરી શકે. એ શિક્ષણમાં પ્રાચીન તેમ જ નવીન બંને વિદ્યાનો સમાવેશ થવો જોઈએ. ગજ્જર સાહેબ પ્રખર વૈજ્ઞાનિક હતા. વિજ્ઞાન વડે જગત્‌ની જે પ્રગતિ થાય તેનો તેમને પૂરેપૂરો ખ્યાલ હતો. વિજ્ઞાનનું મહામૂલ્ય તેઓ સમજતા છતાં સામાન્ય અને પ્રાચીન એટલે Classical વિદ્યાને તેઓ અત્યંત મહત્ત્વ આપે છે. ઉચ્ચ શિક્ષણ, humanistic—માનસિક ઉત્કર્ષ સાધનાર કે realistic—વ્યવહારોપયોગી હોવું જોઈએ એ જૂના સમયથી ચાલતા આવેલા વિવાદને વિશે તેમનો મત બંનેનો સમન્વય સાધવાનો છે. તેમણે એવું કહ્યું છે કે શાળા પછી કૉલેજનું શિક્ષણ લેવાની યોજના હોય અને સાર બાદ ખરું યુનિવર્સિટી શિક્ષણ શરૂ થવું જોઈએ. તેમાં બે કે ત્રણ વર્ષ ગાળવાની જરૂર છે. આપણા પ્રાંતમાં ટેક્નોલોજી એટલે ખેતીવાડી, વ્યાપાર, લલિતકળાઓને યુનિવર્સિટીના ઉચ્ચ અભ્યાસમાં સ્થાન નહોતું તે દાખલ કરવાનો તેમણે આગ્રહ દર્શાવ્યો છે.* એ સર્વની શાખા

* ખેતીવાડી અને વ્યાપારના શિક્ષણને સ્થાન પ્રાપ્ત થયું છે. લલિતકળાઓ હજી દાખલ થઈ નથી.

યુનિવર્સિટીમાં હોવી જોઈએ એવો તેમનો આગ્રહ હતો. યુનિવર્સિટીમાં (liberal) બુદ્ધિની સ્વતંત્રતા આણનાર અને (professional) દુનિયાદારીમાં ઉપયોગી શિક્ષણના ક્રમ હોવા જોઈએ એવી તેમની માન્યતા હતી. વ્યવહારુ શિક્ષણના હિમાયતીઓ ઉચ્ચ પ્રકારના (professional) વ્યવહારુ શિક્ષણને vocational–માત્ર ધંધાદારી કેળવણી સાથે ભેળી દે છે અને યુનિવર્સિટીએ ધંધાદારી કેળવણી જ આપવી નથી, પ્રજાનો મોટો ભાગ ભરપોષણ કરી શકે એમ માનનાર ઘણી વાર નીકળે છે. વિજ્ઞાનને બહુ મહત્ત્વ આપનાર ગજ્જર સાહેબ vocational એટલે માત્ર ધંધાદારી શિક્ષણને યુનિવર્સિટીમાં સ્થાન આપતા નથી. ધંધાદારી શિક્ષણની આવશ્યકતા છે જ. સેંકડો માણસો એનો આશ્રય લેનાર હોઈ શકે તેમ જ ધંધા સુવ્યવસ્થિત રીતે ચલાવવા માટે તેનું રીતસરનું શિક્ષણ મળવું જોઈએ એ સ્વીકારના છતાં એ ઉચ્ચ શિક્ષણ એટલે કે યુનિવર્સિટીનો કાર્યપ્રદેશ નથી એવો મારો નમ્ર મત છે.

યુનિવર્સિટીના કાર્યક્ષેત્રમાં મુખ્યત્વે નીચેની બાબતો આવવી આવશ્યક છે એવો એક વિદ્વાનનો મત છે:

૧. સામાન્ય સંસ્કૃતિનું કેન્દ્ર,

૨. Professions વ્યવહાર માટે તૈયારી,

૩. જેમને ખાસ શોખ હોય તેવા વિદ્યાર્થીઓને શોધખોળ માટે તક.

બીજા એક વિદ્વાનના મત પ્રમાણે સુવ્યવસ્થિત યુનિવર્સિટીએ પોતાના અધ્યાપકોને મૌલિક શોધખોળ માટે વધારેમાં વધારે સુગમતા કરી આપવી જોઈએ, તેમને સંસ્કૃતિ સંબંધે સ્વતંત્ર વિવેચના કરવાની છૂટ હોવી જોઈએ. પ્રજાનાં શ્રેષ્ઠ લક્ષણોને ઉચ્ચ સ્થાન આપવું જોઈએ.

## યુનિવર્સિટીના સ્વરૂપ વિશે ચોખવટ

યુરોપ–અમેરિકાના જુદા જુદા દેશોની યુનિવર્સિટીનું જેમણે નિરીક્ષણ કર્યું છે તેઓ જણાવે છે કે સામાન્ય લક્ષણો ઉપરાંત દરેક દેશનાં પોતાનાં એવાં લક્ષણો તે તે યુનિવર્સિટીમાં હોય છે જ,

પ્રજાકીય સંસ્કૃતિ, પ્રજાકીય જીવન, અને પ્રજાકીય વિશિષ્ટતાની તેમાં છાપ હોય છે. આપણા દેશમાં જુદી જુદી પ્રાંતિક યુનિવર્સિટીઓ છે, પરંતુ તેમના ભેદ આવા મૂલગત નથી. એ યુનિવર્સિટી તે બહારથી આણીને નવી ભૂમિમાં રોપેલા એક જ જાતના છોડ જેવી છે. એટલે એમાં પ્રજાનું પોતાનું તત્ત્વ કોઈ પણ પ્રકારે પ્રદર્શિત થાય એવી શક્યતા નથી. માટે જો આપણે પ્રાંત માટે નવી યુનિવર્સિટીનો વિચાર કરવો હોય તો સ્વભાષાના પ્રથમ સિદ્ધાંત પછી આપણા પ્રજાકીય જીવનનું પ્રતિબિંબ જેમાં સુરેખ હોય તેવી તે યુનિવર્સિટીની યોજના હોવી જોઈએ. આગલા પૃષ્ઠ ઉપર દર્શાવેલી બાબતોને બીજી રીતે કહીએ તો યુનિવર્સિટીનાં સામાન્ય લક્ષણોમાં ચાર મુખ્ય વસ્તુઓ હોવી જ જોઈએ: (૧) જ્ઞાનનું અને વિચારોનું સંરક્ષણ, (૨) તેમના અર્થનું નિરૂપણ, (૩) સત્યનું અન્વેષણ અને (૪) એ સર્વની વિવૃદ્ધિ થાય તે માટે વિદ્યાર્થીઓનું શિક્ષણ.

આ સામાન્ય તત્ત્વો તો પ્રત્યેક યુનિવર્સિટી માટે અનિવાર્ય છે. નવા જમાનાની યુનિવર્સિટીની બીજી જરૂરિયાત તે સમાજજીવનને તેના ક્ષેત્રમાં દાખલ કરવાની આવશ્યકતા એ છે. જૂના વખતમાં શુદ્ધ જ્ઞાન, તત્ત્વજ્ઞાન, કુદરતનું જ્ઞાન એ ઉચ્ચ અભ્યાસમાં વધારે ભાગે યોગ્ય ગણાતાં. પરંતુ જીવન સાથે તેનો જાણે સંબંધ ન હોય, અભ્યાસ એ અલગ વસ્તુ હોય એવો એક ક્રમ થઈ ગયો હતો. પરંતુ જે જ્ઞાન જીવનને ઉચ્ચ કક્ષાએ લઈ જનાર છે, જે અભ્યાસ સમાજને ઉન્નત દશાએ પહોંચાડવાનું ધ્યેય રાખે છે તેને સમાજ–જીવનથી છૂટો પાડી નાંખવામાં આવે એ આત્મઘાતક છે; એટલે નવી યુનિવર્સિટીમાં સમાજજીવન (હાલના Artsને વિસ્તૃત કરીને) કુદરત અને Aesthetics–સંવેદનશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરવાની વ્યવસ્થા થવી જોઈએ.

## ગુજરાત યુનિવર્સિટી જોઈએ

ગુજરાતને પોતાની યુનિવર્સિટી હોવી જોઈએ એ મતનું પ્રતિપાદન થઈ ચૂક્યું છે. મહાત્મા ગાંધીજીની આર્ષ દૃષ્ટિએ આ સત્ય જોઈ લીધું હતું અને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના તેમણે દેશની પુનર્ઘટનાના એક અંગ તરીકે કરી હતી. રાજકીય કારણોને લીધે એ સંસ્થા બરાબર પોષાઈ નહીં, પરંતુ એ સંસ્થાએ થોડાં વર્ષોમાં પણ

જે મહત્ત્વની સેવા બજાવી છે તેમ જ જે એક આદર્શ રજૂ કર્યો છે તે સતત આપણી સમક્ષ રાખવા જેવાં છે. તેમાં પુરાતત્ત્વ-સંશોધન તેમ જ નવીન શિક્ષણની વ્યવસ્થા હતી. એ યોજનામાં જે કાંઈ ઊણપો લાગતી હોય તે પૂરી કરી આપણે આપણી યુનિવર્સિટી માટે વિચારણા કરવાની જરૂર છે.

### સદ્ગત સયાજીરાવ ગાયકવાડના મનોરથ ગુજરાત યુનિ૦થી સરશે

વડોદરાના સદ્ગત મહારાજાએ વડોદરા યુનિવર્સિટી સ્થાપવાનો વિચાર કરેલો અને તેની પૂર્વ તૈયારીઓ તરીકે કમિશન પણ નીમેલું. પ્રાંતના અગ્રગણ્ય વિદ્વાનો અને કેળવણીકારોની જુબાનીઓ લેવરાવેલી. પ્રશ્નપત્રો કાઢેલાં અને પોતાના રાજ્યની સંપત્તિ વડે એક આદર્શ યુનિવર્સિટીનો આરંભ કરવા ધારેલું. આ વિચાર કોઈ અજ્ઞાત કારણોથી પડી ભાંગ્યો. પરંતુ વડોદરાને બદલે ગુજરાત યુનિવર્સિટી સ્થપાય એ વધારે ઇષ્ટ છે. ગુજરાતમાં વડોદરાનો સમાસ તો થવાનો જ છે. તમામ દેશી રાજ્યો પણ તેમાં આવી જવાનાં એટલે બ્રિટિશ હકૂમત નીચેની પ્રજા, તેમ જ નાનાંમોટાં દેશી રાજ્યોએ મળીને ઉપાડી લેવાનું આ કર્તવ્ય છે.

### મહારાષ્ટ્રમાં યુનિ૦ માટે હિલચાલ

તાજેતરમાં મહારાષ્ટ્ર યુનિવર્સિટી સ્થાપવાની હિલચાલ થઈ રહી છે. તે માટે કમિટી પણ નિમાઈ હતી અને તેનું નિવેદન બહાર પડી ગયું છે. સરકારે આમાં સહાનુભૂતિ દર્શાવી છે, ગુજરાતમાં યુનિવર્સિટી સ્થાપવાની ધારણા મહારાષ્ટ્ર કરતાં ઘણી વહેલી ઉદ્ભવેલી, પરંતુ તેને અમલમાં મૂકવા જેટલો વેગ અને ટેકો મેળવનાર મળ્યા નહીં. મહારાષ્ટ્ર માટેની યુનિવર્સિટીની સ્થાપના માટે મરાઠી સાહિત્ય સંમેલને પ્રથમ ઠરાવ કરેલો અને તેને માટે પ્રચારકાર્ય જોરશોરથી કરી એ ઠરાવને અમલમાં મૂકવા તનતોડ મહેનત કરી. તે જ મુજબ ગુજરાતી સાહિત્ય પરિષદ જેવું પ્રતિષ્ઠિત મંડળ આંદોલનો હલાવે, તેની પાછળ ખાઈપીને મંડનારા આગ્રહી કાર્યકર્તાઓ નીકળે તો આપણે પણ એમાં સફળતા મેળવીએ એ નિઃસંશય છે.

## પ્રજાકીય ધનથી યુનિવર્સિટી સ્થપાવી જોઈએ

નવીન જમાનામાં યુનિવર્સિટી એ મોટી ખર્ચાળ વસ્તુ છે. હજારો નહીં પણ લાખો રૂપિયાના ભંડોળનું એ કામ છે એ આપણે જાણીએ છીએ. રાજ્ય તરફથી સ્થપાયેલી આવી સંસ્થાને રાજ્યના દોરને વશ થવું પડે એ સ્થિતિ ઇચ્છવા જેવી નથી; માટે પ્રજાકીય ધનથી જો એ સ્થપાય તો જ તેમાં આવશ્યક એવી સ્વતંત્રતા રહે. બંધનમુક્ત ન હોય તો શિક્ષણની સંસ્થાનો વિકાસ થવો અશક્ય છે. વિચારની, વિવેચનની, અધ્યાપકોના મતમતાંતરની છૂટ ન હોય તેવા સંકુચિત વાતાવરણમાં વિદ્યાની વૃદ્ધિ ખરા અર્થમાં થાય એ બનવાજોગ નથી. માટે યુનિવર્સિટીનાં નાણાં મુખ્યત્વે પ્રજાએ જ એકઠાં કરવાં જોઈએ. એમ હું નમ્રપણે માનું છું. રાજ્યની મદદ તો જોઈએ, કારણકે તેની સહાનુભૂતિ વિના સંસ્થા આગળ વધી શકે નહીં, તથાપિ નાણાં સંબંધે સંપૂર્ણપણે રાજ્યના અવલંબન પર રહેવાનું ના હોય એ ઇષ્ટ છે. ગુજરાતમાં સમૃદ્ધ રાજ્યકર્તાઓ છે, અઢળક ધનવાનો છે, મોટા ઉદ્યોગપતિઓ છે તેમ જ દ્રવ્યના ઢગલા પર બેઠેલા ધર્મગુરુઓ છે. આ ધર્મ-ગુરુઓના પ્રાચીન કર્તવ્યમાં પ્રજાશિક્ષણ હતું. આ સર્વ એકમત થાય, આપણી પ્રાચીન સંસ્કૃતિ, સાહિત્યનું સંરક્ષણ અને નવીન વિજ્ઞાનના લાભ તેમના મનમાં વસે તો આપણા પ્રાંતની અતિ આવશ્યક એવી સંસ્થાનું સંસ્થાપન થાય. આપણા હિંદ દેશમાં ગણીગાંઠી યુનિ-વર્સિટીઓ છે. પૂર્વ તેમ જ પશ્ચિમના બીજા દેશોમાં—અલ્પ વિસ્તાર-વાળા દેશોમાં પણ અનેકાનેક યુનિવર્સિટીઓ છે. તો આપણે તેમનાથી સૈકાઓ પછાત છીએ એમ કહીએ તો ખોટું નથી. ધનનો શિક્ષણ આપવા કરતાં બીજો વધારે સદુપયોગ શો હોઈ શકે? પોતાના દેશ-બંધુઓનું અજ્ઞાન દૂર કરવું, તેમના જીવનમાં રસ પૂરવો, તેમની બુદ્ધિશક્તિનો વિકાસ કરવો, પ્રાચીન સમયના વિદ્વાનો અને તત્ત્વવેત્તા-ઓએ મહામુશ્કેલીઓ વચ્ચે રચેલા અને સંગ્રહ કરેલા જ્ઞાનભંડોળનું રક્ષણ કરી તેનો પ્રજાને સુલભ ઉપયોગ કરાવવો એ મોટાં કાર્યો ધનિકવર્ગ નહીં કરે તો કોણ કરશે? આ પરિષદે ચાળીસ વર્ષના પોતાના અસ્તિત્વનું સાર્થક્ય ત્યારે કર્યું ગણાશે જ્યારે ગુજરાત માટે તેની પોતાની અસ્મિતા ધરાવતી મહાન શિક્ષણસંસ્થા ઊભી કરાવવામાં એ માર્ગદર્શક અને સહાયભૂત થશે.

## માત્ર ધન પૂરતું નથી: સાહિત્યની અનેક શાખાઓને વિકસાવવાની આવશ્યકતા

માત્ર ધનથી પણ આ મોટું કાર્ય સમાપ્ત થવાનું નથી. પુષ્કળ ધન ઉપરાંત પુષ્કળ વિદ્વાનો, કાર્યકર્તાઓની તેમાં જરૂર રહેશે. ખાસ કરીને પુસ્તકો રચવા માટે એક સબળ મંડળ રચાવું જોઈશે. આપણે જાણીએ છીએ કે ઘણી દિશામાં આપણું સાહિત્ય હજી અપૂર્ણ છે. તેને સંપૂર્ણ બનાવવા માટે સંખ્યાબંધ લેખકોને રોકવાની જરૂર રહેશે. આમ પુસ્તકો રચાવવાનું કાર્ય અસંભવિત નથી. દક્ષિણમાં હૈદરાબાદના રાજ્યે ઉસ્માનિયા યુનિવર્સિટી સ્થાપી તેને માટે તમામ પુસ્તકો ઉર્દૂ ભાષામાં રચાવી દીધાં છે. એનો કાર્યક્રમ ઉર્દૂમાં ચાલે છે એ આપણે સહુ જાણીએ છીએ. સર્વ દિશા, સર્વ વિભાગો માટે મૌલિક તેમ જ ભાષાંતરરૂપે પુસ્તકો પ્રકટ કરાવ્યાં છે. જાણકારો કહે છે કે આ યુનિવર્સિટીનું કામ સફળતાપૂર્વક ચાલે છે. શિક્ષણનો સ્વાભાવિક ક્રમ સફળ થાય તેમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી: આશ્ચર્ય તો તે નિરર્થક જાય તેમાં છે.

હાલના ગુજરાતી સાહિત્યમાં દિનપ્રતિદિન જે શાખાઓ વૃદ્ધિગત થઈ છે તે, એટલે કે નાટકો, કાવ્યો કે નવલકથાઓથી આપણી યુનિવર્સિટીનું કાર્ય ધપવાનું નથી. શરૂઆતમાં અંગ્રેજી પુસ્તકોની મદદથી કામ લઈ શકાય, પણ આપણો અંતિમ ઉદ્દેશ દરેક શાખા સમૃદ્ધ કરવાનો હોવો જોઈએ. વિજ્ઞાનનાં પુસ્તકો સંખ્યાબંધ રચાવાં જોઈશે. નવીન દૃષ્ટિબિંદુથી ઇતિહાસો લખાવા જોઈશે. અર્થશાસ્ત્ર, સમાજ-શાસ્ત્ર, માનસશાસ્ત્ર વગેરે વિષયો પર એકેક નહીં પણ વિવિધ દૃષ્ટિકોણ દર્શાવનાર પુસ્તકોની જરૂર પડશે. એકવાર યુનિવર્સિટી અસ્તિત્વમાં આવે એટલે આ જરૂરિયાતો પૂરી પાડવાનાં સાધનો આપોઆપ નીકળી આવશે.

## અંગ્રેજીની જરૂર રહેશે, પણ બીજી ભાષા તરીકે

આ સ્થળે એટલું કહેવાનું ઉચિત છે કે આપણા અભ્યાસક્રમમાં અંગ્રેજીનું મોટું સ્થાન રહેશે. અંગ્રેજીને બિલકુલ તજી દેવાની યોજના મારા મનમાં નથી. અંગ્રેજી ભાષા એક બીજી ભાષા ( Second language ) તરીકે જરૂર રહેવી જોઈએ. યુરોપની યુનિવર્સિટીઓ-

માં વિદ્યાર્થીઓને એ-ત્રણ ભાષાઓ શીખવાની આવશ્યકતા હોય છે. તે મુજબ અંગ્રેજી શીખવાનું અહીં ફરજિયાત હોવું જ જોઈએ. એ ભાષાના અભ્યાસ વિના જગત સાથેના સમાગમમાં આવવું અસંભવ છે, તેમ જ દુનિયાના આગળ વધતા સાહિત્યનો અભ્યાસ આપણા પોતાના ઉત્કર્ષ અર્થે અતિ અગત્યનો છે.

## આપણી યુનિ૦ને અનુરૂપ શરૂઆતનો શિક્ષણક્રમ જોઈશે

સ્વભાષા દ્વારા શિક્ષણ આપતી આપણી યુનિવર્સિટી હોય તો તેને બંધબેસતો અભ્યાસક્રમ આપણી માધ્યમિક શાળાઓમાં રચાવો જોઈશે. અનેક કેળવણીકારોની સહાયતાની આમાં જરૂર રહેશે. એ આવી મળશે એ નિઃસંશય છે. ઉચ્ચ શિક્ષણનો લાભ લેવાની તૈયારી તરીકે સમસ્ત પ્રજાને શિક્ષિત કરવી જોઈશે. સેંકડે દશ માણસ ભણેલાં હોય એ કંગાલ સ્થિતિ જેમ બને તેમ વહેલી દૂર થાય એ માટે ભગીરથ પ્રયત્ન કરવાના છે. તાજેતરમાં કોંગ્રેસ સરકારે અક્ષરજ્ઞાનની યોજના કરી, પરંતુ એ સરકારના કારભારના અંત સાથે એ યોજના ખોરંભે પડી છે એ ઉપાડી લેવી જોઈશે.—ગ્રામવાસીઓને માટે—જેમની સંખ્યા કરોડોની છે—તેમને સમજાય તેવાં પુસ્તકો, વર્તમાનપત્રો, પુસ્તકાલયો વગેરેનો પ્રબંધ કરવાનો રહેશે. એકંદરે તમામ પ્રજામાં જાગૃતિ આવે એવા શિક્ષણનો પ્રચાર થવો જોઈશે. માત્ર સારી સ્થિતિમાં મુકાયેલા અલ્પ સંખ્યામાં—વસ્તીના પ્રમાણમાં—ઉચ્ચ શિક્ષણ લઈ બેસી રહે તેથી સંતોષ પામવાનો નથી. ચાળીસ કરોડ હિંદના મનુષ્યો અને ગુજરાતને ભાગે આવતાં એક કરોડ કરતાં પણ વધારે દેશી ભાઈ-બહેનોનાં જીવન ઉજ્જ્વલ કરવા માટે સર્વ સુશિક્ષિત ભાઈઓ તથા બહેનોને પોતાના કર્તવ્યનું ભાન થવાની જરૂર છે.

## સરકાર પાસેથી નાણાં મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ

આ પ્રકારનાં સર્વ કામોમાં ધનની મોટી અપેક્ષા રહે છે. એ ધન રાજ્યકર્તાઓએ વાપરવાની તેમની ફરજ છે. સુધરેલી પ્રજા હોવાનો જેમનો દાવો છે, જેઓ આ દેશના હિત માટે રાજ્ય કરવાનું કહે છે તેમના દોઢસો વર્ષના અમલ દરમિયાન દેશના શિક્ષણની સ્થિતિ જરા યે ગર્વ લેવા જેવી નથી. જે જે દેશોમાં પોતાનાં રાજ્યો

છે ત્યાં પાંચ કે દશ વર્ષની યોજનાઓ રચાઈ દેશભરની નિરક્ષરતા દૂર થઈ ગઈ છે અને આવી મોટી મહત્ત્વની બાબત માટે તે દેશોએ નાણાંના અભાવની દલીલ આણી નથી. જે કામ જરૂરી હોય, જેમાં આપણાં દેશી ભાઈબહેનોની સર્વતોમુખી ઉન્નતિનો પ્રશ્ન હોય તે પ્રજાના અગ્રણીઓએ ઉપાડી લેવો જોઈએ. સરકાર પાસેથી તે માટે નાણાં કઢાવવા માટે સર્વ ઉપાયો કરવા જોઈએ. આખી પ્રજા નિરક્ષર રહે ને છેક ઉપરની જનતા ઉચ્ચશિક્ષણ, શોધખોળ, ભાષાવિજ્ઞાન વગેરેના અભ્યાસ ચલાવે એ સુસંગત નથી. નિરક્ષરતાના વિઘ્નને લીધે કેટલી યે બુદ્ધિશાળી વ્યક્તિઓ અજ્ઞાનમાં દટાઈ રહેતી હશે તેનો ખ્યાલ કરી શકાય તેમ નથી. માટે આ સર્વ કાર્યો એકી સાથે કરવા જેવાં છે. એક પછી એક થાય એમ બને તેમ નથી.

## યુદ્ધાદિ માટે નાણાં છે, કેળવણી માટે નથી

જગતમાં વારંવાર આવતાં યુદ્ધો કેટલાં યે નાણાંનો નિરર્થક વ્યય કરાવે છે. રાજ્યોને પોતાની પ્રજાના હિતનાં કાર્યો કરવા માટે નાણાંની તંગી હોય છે, પરંતુ લડાઈમાં લાખો નહીં, કરોડો નહીં, પણ અબજો કાંકરા પેઠે ખર્ચવા પડે છે. તેવે પ્રસંગે પ્રજાઓ પણ પોતાના રાજ્યકર્તાઓને યુદ્ધના સરંજામ માટે પોતાના સર્વભોગે જોઈતાં નાણાં પુષ્કળ આપે છે. એવું કહેવાય છે કે છેલ્લા વિશ્વયુદ્ધમાં પડેલા દરેક દેશે જેટલો નાણાંનો વ્યય કર્યો હતો તે ધન વડે આખા જગતના સુખની અનેક કાયમની યોજનાઓ થઈ શકત—યુદ્ધ એવી વસ્તુ છે કે તેમાંથી બચવા, દુશ્મનોનાં આક્રમણથી મુક્ત રહેવા મનુષ્ય આત્મરક્ષણની પ્રેરણા વડે પ્રેરાઈ પોતાનું સર્વસ્વ હોમી દેવા તૈયાર થાય છે. બીજે કોઈ પ્રસંગે કે બીજા કોઈ કામ માટે આટલા મોટા પ્રમાણમાં રાજ્યને પૈસા મળતા નથી.

## યુનિવર્સિટી માટે હિલચાલનો આરંભ કરો

યુદ્ધની હાલની વિષમ પરિસ્થિતિમાં જ્યારે રાજ્યકર્તાના હાથ હમેશ કરતાં પણ વધારે ભીડમાં હોય ત્યારે યુનિવર્સિટી જેવી અતિ ખર્ચાળુ યોજના અમલમાં મુકાવાનો સંભવ સ્વપ્નવત્ છે. પરંતુ લડાઈને જ પરિણામે અઢળક કમાણી કરનાર વેપારીઓ ધારે તો એક

રાતમાં આ નાણાં ઊભાં કરી શકે. એ ન બને તો પણ યુદ્ધ પછીની પુનર્ઘટના માટે પણ અત્યારથી જ વિચાર કરી મૂકવાની જરૂર છે. મહારાષ્ટ્ર યુનિવર્સિટી માટે પણ સરકારે લડાઈ પૂરી થયે મદદ માટે વિચાર કરવાનું વચન આપ્યું છે. મહારાષ્ટ્રની વિચારણા પહેલાં જેનો વિચાર થયેલો તે ગુજરાત યુનિવર્સિટી માટે હવે નરમ પ્રવૃત્તિ નહીં ચાલે. એ હિલચાલને વેગવંત બનાવી એવી સ્થિતિએ પહોંચાડવી કે વહેલામાં વહેલી તકે તે વ્યાવહારિક સ્વરૂપ ધારણ કરે. નવીન યુનિવર્સિટી માટે પ્રાચીન અને અર્વાચીન જ્ઞાનસમુચ્ચયમાંથી એવી સુશ્લિષ્ટ રચના કરવાની જરૂર છે કે જે માટે પ્રતિભાશાળી વ્યક્તિઓની મગજશક્તિઓનો કેટલો યે સમય રોકાશે. આપણી સંસ્કૃતિને પોષણ મળે અને નૂતન ઉત્ક્રાંતિ (civilisation)માંથી અનુકરણ કરવા યોગ્ય સર્વ કાંઈ સાથે ઘટાવી શકાય એ આપણું લક્ષ્ય હોવું જોઈએ.

## કવિવર ટાગોર અને પ્રાચ્ય યુનિવર્સિટીનો ખ્યાલ

કવિવર ટાગોરના 'An Eastern University' એ નામના લેખમાંથી થોડો ઉતારો અત્રે અસ્થાને નહીં ગણાય. ટાગોર કહે છે: 'આપણી સંસ્કૃતિના સર્વ અંશોને એવા સબળ બનાવવા જોઈએ કે તે પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથે સંઘર્ષણમાં ન આવે, પરંતુ તેમાં ભળી જાય.' 'હિંદી સંસ્કૃતિ ચાર પ્રવાહોમાં વહેલી છે: વૈદિક, પૌરાણિક, બૌદ્ધ અને જૈન. તે પછી ઇસ્લામિક સંસ્કૃતિએ પોતાની પ્રબળ તેમ જ કીમતી છાપ આપણા શિલ્પ, ચિત્રકળા, સંગીત આદિ પર પાડી છે. પશ્ચિમની સંસ્કૃતિ ઉપરાંત સમસ્ત એશિયા—ચીન, જાપાન, ટિબેટ, ઝોરાસ્ટ્રીઅન એ સર્વની સંસ્કૃતિઓનો પણ અભ્યાસ આપણે માટે આવશ્યક છે. જેઓ એમ માનતા હોય કે પ્રાચીન કાળે આપણે માટે કાંઈ ઉપયોગી વારસો મૂક્યો નથી તેઓ ભૂલ કરે છે. પ્રથમ વાવેલા બીજમાંથી જ નવા વૃક્ષનો ઉદ્‌ગમ થાય છે. માત્ર બૌદ્ધિક શિક્ષણ પર જ પશ્ચિમમાં પણ હજી વધારે ઝોક છે. જીવનને સમગ્ર રૂપે સમજવા માટે રંગો, સ્વરો વગેરે જાણવાની જરૂર રહે છે. એટલે કે કળાઓ તરફ પૂરતું લક્ષ આપવું જોઈએ. એ કળાઓ સર્જકતા આણે છે. હાલનું આપણું શિક્ષણ મૂક ડહાપણનો બોજો ઉપાડવા સરખું છે; જાણે સખત મજૂરીવાળી જેલની સજા જેવું

તે છે. મુગલ રાજ્યસમયમાં સંગીત અને કલાને રાજ્યકર્તા તરફથી ઘટતી ઉત્તેજના મળી હતી. શિક્ષણનો ઉચ્ચ સદ્દેશ તે મનુષ્યના સામાજિક અને આધ્યાત્મિક જીવન વિષયક જ્ઞાન અને પ્રવૃત્તિઓના ઐક્યનો અનુભવ કરવો તે છે.'

## ઉપસંહાર

પોતાની ઉચ્ચ શિક્ષણ વિષેની છૂટક છૂટક વિચારકણિકાઓમાં આપણી નવીન યુનિવર્સિટી* કેવી જોઈએ તેનું કાંઈ આછું દિગ્દર્શન ટાગોરે કરાવ્યું છે. આ પરિષદ્ એવી બળવાન ઘોષણા કરે, એવાં જબ્બર આંદોલનો જગાવે, એવો ઉત્સાહ પ્રેરે કે આપણા પ્રાંતમાં આપણને સર્વથા અનુકૂળ એવી યુનિવર્સિટીનો આરંભ કરવા આપણે શક્તિમાન થઈએ એ શુભેચ્છા સાથે આ વ્યાખ્યાન સમાપ્ત કરું છું.

બહેનો અને ભાઈઓ, હું સાક્ષર નથી કે વિદ્વત્તાનો પણ મારો કાંઈ જ દાવો નથી. ગુજરાત યુનિવર્સિટી સ્થપાય એ મારો મોટો અભિલાષ છે. પરિષદના પ્રમુખસ્થાનેથી એ અભિલાષ પ્રદર્શિત કરવામાં આવે તો તે વધારે લાંબા સમય સુધી પહોંચે, તેનું વજન પડે, પરિષદની પ્રતિષ્ઠા વડે તેને વેગ મળે, એ આશાથી આજ આપ સમક્ષ બોલવાની હામ ભીડી છે. આજના શ્રોતાજનોને આમાં કાંઈ નવું સાંભળવાનું નહીં મળે, પણ આગ્રહભરી વિનંતી તો તેઓ જરૂર સ્વીકારશે, એ મારી આશા છે.

પ્રમુખશ્રીના ભાષણ પછી પરિષદ્-મંત્રીએ વિષયવિચારિણી સમિતિના સભ્યોની જાહેરાત કરી હતી ને અધિવેશનની તે દિવસની બેઠક પૂરી થઈ હતી.

## વિષયવિચારિણી સમિતિ

તે દિવસે સાંજે સાડા ૭ વાગે કૉમર્સ કૉલેજના મકાનમાં વિષયવિચારિણી સમિતિની પહેલી બેઠક મળી હતી. આચાર્ય આનંદશંકર ધ્રુવ, શ્રી મહાદેવ દેસાઈ, શ્રી અંબાલાલ જાની, ભિક્ષુ અખંડાનંદ,

* યુનિવર્સિટી માટે તેનો રૂઢ થયેલો અર્થ દર્શાવનાર યોગ્ય શબ્દ હજુ અસ્તિત્વમાં નથી આવ્યો તેથી, તે જ શબ્દ આખા લેખમાં વાપર્યો છે.

શ્રી મણિલાલ ઇચ્છારામ દેસાઈ તથા શ્રી કરુણાશંકર કુબેરજી ભટ્ટના અવસાન પ્રત્યે ખેદ પ્રદર્શિત કરતા ઠરાવો તેમ જ ગુજરાત યુનિવર્સિટી અને પ્રાંતીય ભાષાઓની પરિષદો વચ્ચે નિકટનો સંબંધ સ્થાપવા વિશેના ઠરાવો થોડીક ચર્ચા પછી તેમાં સર્વાનુમતે થયા હતા. રાત્રે સાડા નવ વાગે લક્ષ્મીપ્રતાપ થિયેટરમાં રંજનનો કાર્યક્રમ હતો, તેમાં ગરબા અને ભજનોની લહાણ થઈ હતી.

## બીજે દિવસે

બીજા દિવસનો કાર્યક્રમ તા. ૨૬ મી ને રવિવારે સવારે સાડા નવ વાગે શરૂ થયો હતો. સંમેલનની સવારની એ બેઠકમાં કલાવિભાગના પ્રમુખ શ્રી કનુ દેસાઈએ પોતાનું "કલાકારનાં મનોમન્થનો" એ વ્યાખ્યાન વાંચી સંભળાવ્યું હતું, જે વ્યાખ્યાન-વિભાગમાં પ્રસિદ્ધ કર્યું છે. તે પછી નિબંધો વંચાયા હતા.

## ગીતામંદિરમાં

એક બાજુ જ્યારે ન્યાયમંદિરના સભાગૃહમાં સંમેલનની બેઠકનું કામકાજ ચાલતું હતું ત્યારે સંમેલનમાં સરળતાથી પ્રવેશ નહિ પામી શકેલી અધીર જનતાને નિરાશાનું વળતર આપવાના હેતુથી જ જાણે યોજાઈ હોય તેમ ગીતામંદિરમાં "ઊભરા"ની સભા મળી હતી. વિશાળ મેદની સમક્ષ એ સભામાં શ્રી લલિતજી અને શ્રી રાયચુરાએ દુહા લલકાર્યા હતા અને શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી લીલાવતી મુનશી, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી ચાંપશી ઉદ્દેશી, શ્રી હરિલાલ ભરૂચા વગેરેએ "જીવનમાં સાહિત્યની અગત્ય" વિશે ભાષણો કર્યાં હતાં.

## વિ. વિ. સમિતિ અને ગાંધીજીવાળો ઠરાવ

બપોરે બે વાગે વિષયવિચારિણી સમિતિની બીજી બેઠક મળી હતી, જેમાં બાકી રહેલા ઠરાવો કરવામાં આવ્યા હતા. રાષ્ટ્રભાષા, સર્વસંગ્રહ, હિન્દની ભાષાઓ દ્વારા ઉચ્ચ શિક્ષણ અને પ્રેમાનંદના સમુચિત સ્મારક અંગેના ઠરાવો થોડીક ચર્ચા પછી સર્વાનુમતે થયા હતા. દરમિયાન શ્રી સ્નેહરશ્મિએ કાયદેસર કામ ચલાવ્યા વિના ગાંધીજી અને અન્ય નેતાઓને કારાવાસમાં પૂરી રાખ્યા છે તે પ્રત્યે સંમેલનને

ઉગ્ર વિરોધ છે એ મતલબનો ઠરાવ પેશ કર્યો હતો અને શ્રી ઉમાશંકર જોષીએ એને અનુમોદન આપ્યું હતું.

શ્રી મુનશીએ એ જ ઠરાવને બે ભાગે રજૂ કર્યો હતો. ઠરાવ કરવો જોઈએ એ વિશેનો પહેલો ભાગ સર્વાનુમતે પસાર થયો હતો. પછી એ ઠરાવ સર્વસંમત બની શકે એવું એનું સ્વરૂપ ઘડવાને એમણે એક ઉપસમિતિ નીમવાની સૂચના કરી હતી. એ સૂચના સ્વીકારાતાં દી. બ. કૃષ્ણલાલ ઝવેરી, શ્રી કનૈયાલાલ મુનશી, પ્રો. રામનારાયણ પાઠક અને શ્રી. સ્નેહરશ્મિની બનેલી ઉપસમિતિએ નવેસરથી ઠરાવ ઘડ્યો હતો, જે સર્વાનુમતે પસાર થયો હતો. આમ વિષયવિચારિણી સમિતિની બન્ને બેઠકોમાં પસાર થયેલા બધા જ ઠરાવો સર્વાનુમતે થયા હતા.

**સાંજે**

તે દિવસે સાંજે ચાર વાગે સંમેલનની બીજી બેઠકમાં સાહિત્યવિભાગના પ્રમુખ શ્રી ધૂમકેતુએ " સાહિત્ય, સાહિત્યકાર અને સમાજ " એ વિષય પરનું પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું, જે વ્યાખ્યાનવિભાગમાં પ્રસિદ્ધ કર્યું છે. તે પછી નિબંધવાચન થયા બાદ સભા સમક્ષ એક પછી એક ઠરાવો રજૂ થયા હતા. પ્રમુખ–સ્થાનેથી અંધેરી સંમેલન અને આ સંમેલનના વચગાળામાં વિદેહ થયેલા સાક્ષરો વિશે શોક પ્રદર્શિત કરતા ચાર ઠરાવો નીચે પ્રમાણે રજૂ થયા હતા, જે સભાએ ઊભા થઈને સર્વાનુમતે પસાર કર્યા હતાઃ

૧. " ભારતીય સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનના આરૂઢ અભ્યાસક, શિક્ષણના શાસ્ત્ર તથા કલાના આજન્મ ઉપાસક અને આચાર્ય, ગુજરાતી ગદ્યના અપૂર્વ વિધાયક, અને ગુજરાતી સાહિત્ય પરિષદના એક સંસ્થાપક તથા ભૂતપૂર્વ પ્રમુખ, આચાર્ય આનંદશંકર ધ્રુવના અવસાન અંગે આ સંમેલન ખેદ પ્રદર્શિત કરે છે, અને એમના અવસાનથી ગુજરાતને પડેલી ખોટ લાંબા સમય સુધી વણપુરાયેલી રહેશે એમ માને છે. "

૨. " મહાત્મા ગાંધીજીની પ્રેરણા હેઠળ આર્ય સંસ્કૃતિ, ગુજરાતી સાહિત્ય, અને પત્રકારત્વનું જે નવવિધાન થયું છે તેમાં જીવનચરિત અને ઇતિહાસના ગ્રંથો, અનેકવિધ લેખો, શિષ્ટ અનુવાદો તેમ જ

એકનિષ્ઠ જીવનથી વિશિષ્ટ ફાળો આપનાર આપણા એક તેજસ્વી સાહિત્યકાર અને પરિષદસંમેલનના પત્રકારત્વ વિભાગના એકવારના પ્રમુખ શ્રી મહાદેવ દેસાઈના અકાળ અને આઘાતજનક અવસાન માટે આ સંમેલન ખેદ પ્રદર્શિત કરે છે અને માને છે કે એમના જવાથી ગુજરાતે એનો એક અગ્રગણ્ય સપૂત ગુમાવ્યો છે."

૩. "જૂની પેઢીના તલસ્પર્શી વિદ્વાનોના છેલ્લા અવશેષ સમા, જૂની ગુજરાતીના એક સંશોધક, વર્તમાનપત્ર દ્વારા પોતાની સેવાઓ અર્પનાર સાહિત્યકાર, સાહિત્ય પરિષદના એક વખતના મંત્રી શ્રી. અંબાલાલ જાનીના અવસાન માટે આ સભા ખેદ પ્રદર્શિત કરે છે."

૪. "આમ જનતામાં સંસ્કારી અને ઉપયોગી સાહિત્ય ઘેર ઘેર પહોંચતું થાય એવી સસ્તા સાહિત્યની અજોડ સંસ્થાના સ્થાપક ભિક્ષુ અખંડાનંદના, ગુજરાતના પત્રકારોમાં વિશિષ્ટ સ્થાન ભોગવતા અને ગુજરાતી પત્રકાર પરિષદના એક વખતના પ્રમુખ શ્રી. મણિલાલ ઇચ્છારામ દેસાઈના, તથા સરલ અને નિરભિમાન જીવન ગાળનાર સન્નિષ્ઠ શિક્ષક શ્રી કરુણાશંકર કુબેરજી ભટ્ટના અવસાનની આ સંમેલન સખેદ નોંધ લે છે.'

તે પછી દી. બ. કૃષ્ણલાલ ઝવેરીએ પાંચમો ઠરાવ નીચે પ્રમાણે રજૂ કર્યો હતો:

"ગુજરાતી બોલતી પ્રજા માટે એક વિદ્યાપીઠ સ્થપાય એ આકાંક્ષા ગુજરાતીઓ ઘણાં વર્ષો થયાં સેવતા આવ્યા છે, અને સંમેલને પણ અગાઉ આ વિષયમાં ઠરાવો કર્યા છે. હાલના સંયોગો જોતાં આ આકાંક્ષા કેવી રીતે પરિપૂર્ણ થાય તેનો વિગતવાર વિચાર કરવા અને તેને અંગે જરૂર પડતો લોકમત કેળવવા પરિષદને આ સંમેલન સૂચના કરે છે."

ન્યા. મૂ. હરસિદ્ધભાઈ દિવેટીઆ, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, ડૉ. રમણલાલ યાજ્ઞિક, તથા શ્રી. શંકરપ્રસાદ શુક્લે એને અનુમોદન આપ્યું હતું. ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

તે પછી શ્રી. કનૈયાલાલ મુનશીએ છઠ્ઠો ઠરાવ નીચે પ્રમાણે રજૂ કર્યો હતો:

"હિંદની પ્રાંતીય ભાષાઓની પરિષદો વચ્ચે નિકટનો સંબંધ થાય એ ઇષ્ટ છે, અને તેથી હિંદી સાહિત્ય સંમેલનના પ્રમુખ શ્રી. મખ્ખનલાલ ચતુર્વેદી, રાજપૂતાના સાહિત્ય સંમેલનના પ્રમુખ આચાર્યશ્રી જિનવિજયજી મુનિ અને ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી શ્રી. કનૈયાલાલ મુનશી વચ્ચે ત્રણ સંસ્થાઓને નિકટ લાવવાને થયેલા પ્રયાસોને આ સંમેલન આવકાર આપે છે અને પરિષદને સૂચના કરે છે કે એ પ્રયાસોને સફલ કરવા પ્રવૃત્તિ યોજવી."

પ્રો. કેશવલાલ કામદાર, શ્રી. હરિરાય બુચ, શ્રી. વીરેન્દ્રરાય મહેતા, શ્રી. જ્યોતીન્દ્ર દવે તથા શ્રી. લીલાવતી મુનશીએ ઠરાવને અનુમોદન આપતાં એ સર્વાનુમતે પસાર થયો હતો. તે દિવસ પૂરતી સંમેલનની બેઠક તે પછી પૂરી થઈ હતી.

સાંજે જ્યુબિલી બાગમાં શ્રી મુનશી અને ડૉ. હરિપ્રસાદ દેસાઈએ 'યુવકોને સંદેશ' એ વિષય ઉપર વિશાળ મેદની સમક્ષ વ્યાખ્યાનો આપ્યાં હતાં. સાંજે સ્વાગતસમિતિના પ્રમુખ શેઠ ચતુર્ભુજદાસને બંગલે સાહિત્યકારોને ગાર્ડનપાર્ટી આપવામાં આવી હતી. તે વખતે શ્રી. અનંતરાય પટ્ટણીની સાથે આવેલી મંડળીએ દાંડિયા-રાસ ચગાવીને મહેમાનોને ખૂબ આનંદ આપ્યો હતો. શહેરી સજાવટ ને કૃત્રિમ લાલિત્યના દોષોથી મુક્ત એવી એ મંડળીએ તળપદા રાસની છટા અને કૌશલથી સૌને મુગ્ધ કરી દીધેલાં. શ્રી. અનંતરાય પટ્ટણી પણ થોડીક વાર એમાં ભળેલા. રાત્રે સાડા નવે રંજનના કાર્યક્રમમાં નરસિંહથી માંડી નર્મદ સુધીના શ્રેષ્ઠ ગુજરાતી કવિઓનું દર્શન કરાવવામાં આવ્યું હતું. રૂપવિધાનનું કૌશલ પ્રશંસાપાત્ર હતું. 'શક્તિ-સંભવ' નામનો અનેક વર્તમાન મૂલ્યોની છણાવટ કરતો નાટ્યપ્રયોગ પણ ભજવાયો હતો.

## ત્રીજે દિવસે

તા. ૨૭ મી એ અધિવેશનનો ત્રીજો દિવસ હતો. તે દિવસે સવારની બેઠકમાં વિજ્ઞાનવિભાગના પ્રમુખ શ્રી. ભોગીલાલ પટવાએ પોતાનું માહિતીપૂર્ણ વ્યાખ્યાન વાંચી સંભળાવ્યું હતું, જે વ્યાખ્યાન-વિભાગમાં પ્રસિદ્ધ કર્યું છે. તે પછી નિબંધો વંચાયા હતા. તે જ વખતે

ગીતામંદિરમાં "ઊભરા"ની સભામાં દી. બ. કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદે શ્રી. કનૈયાલાલ મુનશીએ "ગીતા અને અર્વાચીન ગુજરાત" ઉપર ને પ્રો. મંગેશ પાઠકજીએ "ગીત" ઉપર પ્રવચનો કર્યાં હતાં. દી. બ. ઝવેરીએ પણ પોતાના વિચારો રજૂ કર્યા હતા.

### લેખકમિલન

સવારે સંમેલનની બેઠકનું કામકાજ ચાલતું હતું ત્યારે શ્રી. કિશનસિંહ ચાવડાને ત્યાં પચાશેક જેટલા તરુણ લેખકોએ એકઠા મળીને 'લેખકમિલન' નામના મંડળની સ્થાપના કરી હતી. બંધારણની ગૂંચોથી દૂર રહી નિયત સ્થાને ને સમયે તરુણ લેખકો મોજથી હળેમળે ને વાતોચીતો કરે તેમ જ એકાદ વાર્ષિક કાઢે એવો આ મંડળનો ઉદ્દેશ છે. શ્રી. ઉમાશંકર જોષીએ ઉપરોક્ત સભામાં સ્પષ્ટ કર્યું હતું કે 'લેખકમિલન' પરિષદની વિરોધી કે સમાંતરે ચાલતી સંસ્થા નથી પરંતુ સ્વતંત્ર સંસ્થા છે. ઈસ્ટરની રજાઓમાં પહેલું લેખકમિલન થશે એમ પણ નક્કી કરવામાં આવ્યું હતું.

બપોરે બે વાગે કોમર્સ કોલેજમાં શ્રી. મુનશીએ "ગુજરાતના ઇતિહાસનાં કેટલાંક દૃષ્ટિબિંદુઓ" એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

### સાંજે

સાંજે ચાર વાગે સંમેલનની છેલ્લી બેઠક મળી હતી. સ્વાગતગીત પછી પ્રો. રામનારાયણ પાઠકને ૧૯૪૨ના વર્ષની શ્રેષ્ઠ નવલિકા "ઉત્તર માર્ગનો લોપ" લખવા બદલ મહીડાસુવર્ણચંદ્રક પ્રમુખશ્રીને હસ્તે અર્પણ થયો હતો. તે પ્રસંગે સાહિત્યનાં ચલ અને અચલ તત્ત્વો વિશે પ્રો. પાઠકે પ્રસંગોચિત ને મનનીય ઉદ્‌ગારો કાઢ્યા હતા. ત્યાર પછી પાદપૂર્તિની હરીફાઈનું પરિણામ જાહેર થયું હતું ને શ્રી. મનુ હ. દવેને શ્રેષ્ઠ પાદપૂર્તિ કરવા માટે પ્રથમ પારિતોષિક આપવાનું જાહેર થયું હતું. પાદપૂર્તિઓની રજૂઆતે શ્રોતાઓનાં દિલ ખૂબ બહલાવેલાં. તે પછી સંમેલન સમક્ષ ઠરાવો રજૂ કરવામાં આવ્યા હતા.

### ઠરાવો

પ્રમુખસ્થાનેથી નીચેનો ઠરાવ રજૂ થયો હતો:

"પરિષદ સંમેલનના એકવારના પ્રમુખ, ગુજરાતી સાહિત્યના નવવિધાનના પ્રેરક ને ઘડવૈયા, અને હિંદુસ્તાનની સંસ્કૃતિના વિશ્વવંદ્ય પ્રતિનિધિ મહાત્મા ગાંધીજીના ચાલુ બંધનથી સાહિત્ય, સંસ્કાર અને માનવતાનો, ખાસ કરીને હિંદુસ્તાનના વિકાસનો અવરોધ થાય છે તે પ્રત્યે આ સંમેલન પોતાનો ઉગ્ર અસંતોષ વ્યક્ત કરે છે.

સભાજનોએ તાળીઓના ગડગડાટથી એને વધાવી લઈને સર્વાનુમતે પસાર કર્યો હતો. ત્યાર પછી પ્રમુખસ્થાનેથી નીચેના બે ઠરાવો રજૂ થયા હતા:

૧. "સાહિત્ય પરિષદનું આ સંમેલન ઠરાવ કરે છે કે ગુજરાતી ભાષા બોલનારાઓએ હિંદી–હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારી અપનાવવી."

૨. "આ સંમેલન બ્રિટિશ ગુજરાત તથા રાજસ્થાની ગુજરાત–કાઠિયાવાડ–કચ્છની સરકારોને તથા તેમના કાર્યકર્તાઓને સૂચવે છે કે અત્યાર અગાઉ થઈ ગયેલા ગુજરાત–કાઠિયાવાડ–કચ્છના સર્વસંગ્રહોનું પુનરાવર્તન કરવું."

આ ઠરાવો પણ સર્વાનુમતે પસાર થયા હતા.

તે પછી પ્રો. મોહનલાલ પા. દવેએ નીચેનો ઠરાવ ચર્ચાસહિત પેશ કર્યો હતો:

"ગુજરાતી સાહિત્ય પરિષદનું આ સંમેલન ઠરાવ કરે છે કે મુંબઈ યુનિવર્સિટીએ હિંદની ભાષાઓ દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાની ગોઠવણ કરવી જોઈએ, તેને માટે સત્વર પગલાં લેવાં જોઈએ, અને અંગ્રેજી ભાષાને એક અર્વાચીન પાશ્ચાત્ય ભાષા તરીકેનું સ્વાભાવિક સ્થાન આપવું જોઈએ.

"અત્યારે મેટ્રિક્યુલેશન સુધીનું શિક્ષણ સ્વભાષા દ્વારા આપવાની યોજના અમલમાં હોવા છતાં, કેટલીક શાળાઓ તેનો અમલ કરતી નથી, તેથી, યુનિવર્સિટીએ એ યોજના વિના વિલંબે ફરજિયાત કરવી જોઈએ,"

શ્રી. જ્યોતીન્દ્ર દવેએ તેને રસપૂર્ણ અનુમોદન આપ્યું હતું. સર્વાનુમતે એ પસાર થયો હતો.

ત્યાર પછી પ્રો. રામનારાયણ પાઠકે સંમેલનનો બહુ જ મહત્ત્વનો ઠરાવ યોગ્ય ચર્ચાસહિત નીચે પ્રમાણે રજૂ કર્યો હતોઃ

"કવિવર પ્રેમાનંદના નિવાસસ્થાન વડોદરામાં ભરાયેલું આ સંમેલન, એ કવિવરનું સ્મરણ નિત્ય તાજું રહે એટલા માટે—

૧. ગુજરાતીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધનને પોષે એવી એક સંસ્થા વડોદરામાં સ્થાપી તેની સાથે પ્રેમાનંદનું નામ જોડવાની શ્રીમંત ગાયકવાડ સરકારને વિનંતી કરે છે;

આ સંમેલન શ્રીમંત ગાયકવાડ સરકારને વિશેષ વિનંતી કરે છે કે કવિવર પ્રેમાનંદની શિલ્પાકૃતિ વડોદરા કૉલેજ જેવા વિદ્યાલયમાં ઊભી કરવી, જેથી ભાવિ પ્રજામાં વડોદરાના કવિવરનું સ્મરણ નિત્ય ઉપસ્થિત રહે;

૨. સંમેલન પરિષદને સૂચના કરે છે કે મધ્યકાલીન શિષ્ટ ગુજરાતી સાહિત્યના ગ્રંથોનું શાસ્ત્રીય પદ્ધતિએ સંપાદન કરાવવું અને તેને પ્રેમાનંદ સ્મારક ગ્રંથમાલાનું નામ આપવું;

આ હેતુ પાર પાડવા માટે પ્રેમાનંદ સ્મારક ભંડોળ ઊભું કરવાની આ સંમેલન પરિષદને સૂચના કરે છે."

શ્રી. રમણલાલ દેસાઈ, પ્રો. ઉમાશંકર જોષી, શ્રી. ઝીણાભાઈ દેસાઈ અને શ્રી. ગોકુલદાસ રાયચુરાએ જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓથી એને અનુમોદન આપ્યું તે પછી શ્રી. કનૈયાલાલ મુનશીએ વિશેષ અનુમોદન આપતાં લક્ષ્મીનંદનો અને શ્રીમંત ગાયકવાડ સરકારને આ યોજનામાં સહાયભૂત થવા માટે તેજસ્વી શૈલીમાં આગ્રહ કર્યો હતો. કૈ. સયાજીરાવના પૌત્ર કને તો હકથી માગી શકાય એમ જણાવી શ્રી. મુનશીએ આ ઠરાવનું મહત્ત્વ અસરકારક રીતે સમજાવ્યું હતું. ઠરાવ સૌએ માન્ય રાખ્યો હતો.

## પ્રમુખનો ઉપસંહાર

ઠરાવોનું કામ પૂરું થતાં ડૉ. જ્યોતીન્દ્ર મહેતા તેમ જ શ્રી મોતીચંદ કાપડિયાએ પ્રમુખશ્રીનો આભાર માન્યો હતો. તે પછી ઉપસંહાર કરતાં શ્રીમતી વિદ્યાબહેને ત્રણ દિવસના કાર્યક્રમ વિશે બોલવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. તેમણે જણાવ્યું હતું કે આ સંમેલનમાં પ્રજાએ જે ઉત્સાહ બતાવ્યો છે તે અપૂર્વ છે એમ હું જાતમાહિતી પરથી કહું છું. સાહિત્યના વિકાસમાં પ્રજા જે રસ ધરાવે છે તેની એ પ્રતીતિ છે. હવે તો પોતાની મર્યાદાઓમાં વસીને પરિષદ આ સંમેલનમાં થયેલા ઠરાવોને અમલમાં મૂકશે એવી હું આશા રાખું છું. અમારો સત્કાર, અમારી સગવડ વગેરેને માટે સ્વાગતસમિતિના પ્રમુખનો, કાર્યકર્તાઓનો ને રાજ્યનો આ સ્થળે હું આભાર માનું છું. પરિષદનું સુકાન બે વર્ષ માટે મને સોંપાયું છે. હું શું કરી શકીશ તે કહી શકતી નથી, પણ મારી ઊણપોને ઉદારતાથી નભાવી લેવામાં આવશે એવી આશા રાખું છું. એક સંમેલન તરીકે તો આ સંમેલન સફળ છે જ, પણ પ્રેમાનંદસ્મારકની યોજના જો પરિપૂર્ણ થાય તો તો રચનાત્મક કાર્ય કર્યાનો સંતોષ પણ આપણે લઈ શકીએ. પ્રજા, શ્રીમંતો ને વડોદરા રાજ્ય એમાં સહકાર આપશે જ એવી મને શ્રદ્ધા છે.

## શ્રી. મુનશીનાં આભારવચનો

તે પછી શ્રી. મુનશીએ આભાર માનતાં ટકોર કરી કે, મારે શા માટે આભાર માનવો એમ કોઈ પૂછી શકે. હું પરિષદમાં કંઈ જ નથી. હું તો એનો whipping boy છું, અથવા અસલી બૈરાં ઘરમાં હાથ લૂછવાનો થાંભલો રાખતાં તેવો થાંભલો છું. દરેક પ્રકારના અપવાદો મારે માથે મુકાય છે અને બધી ન્યૂનતાઓ માટે હું જવાબદાર ગણાઉં છું. મારે પરિષદમાંથી ચાલ્યા જવું એવો ઠરાવ પણ આવ્યો હતો; પણ એ તો રજૂ કરનારને અભાવે કાનૂન બહાર ઠર્યો! હું ગુજરી ન જાઉં ત્યાં સુધી મારાથી નીકળી જવાય તેમ નથી કેમકે મને તમે સન્માન્ય સભાસદ બનાવ્યો છે. છતાં હું કહું છું કે મેં પરિષદને પકડી રાખી નથી, પરિષદે મને પકડી રાખ્યો છે. સર રમણભાઈ, મટુભાઈ, હીરાલાલ, રણજિતરામ, મનહરરામ, વગેરે

મિત્રોએ મને આ પવિત્ર કાર્ય સોંપ્યું છે ને વીશ-વર્ષથી હું એની સેવા કરતો રહ્યો છું. હવે રમણભાઇનાં પત્ની જો મારો ભાર-લઇ લે તો હું છૂટો. હું અને મારા મિત્રો તો આ પરિષદ સંસ્કારની જનેતા થાય તે સ્વપ્ન માટે મથી રહ્યા છીએ. આમાં કંઈ અધિકાર ચલાવવાનો નથી કે અદેખાઈને અવકાશ રહે. આ વોટથી કરવાનું કામ પણ નથી. પરિષદ તો વિદ્વાનોનું પૂજાધામ છે. એમાં મને કે મારા મિત્રોને કંઈ જ સ્વાર્થ નથી.

આ પરિષદ જેટલી સફળ થઈ છે તેટલી તો વીશ વર્ષમાં ક્યારેય થઈ નથી. પ્રજાએ જે ઉત્સાહ બતાવ્યો છે, સત્કાર આપ્યો છે ને અમને અપનાવી લીધા છે તે માટે હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. શ્રીમંત મહારાજાએ તથા સર કૃષ્ણમાચાર્યે આપબંધીના આ વખતમાં પરિષદનું આતિથ્ય કરી એને મુશ્કેલીમાંથી ઉગારી લીધી છે. સ્વાગતસમિતિનાં પ્રમુખે, ઉપપ્રમુખ શ્રી. રમણલાલ દેસાઈએ પણ અમારે માટે ઘણું કર્યું છે. એટલા બધાનો આભાર માનવાનો છે કે નામ દઈને કહેવા જતાં કોઈ રહી જવાનો ડર રહે છે. માટે સૌનો હું સામટો આભાર માનું છું.

## શ્રી. રમણલાલ દેસાઈના ઉદ્ગારો

શ્રી. રમણલાલ દેસાઈએ તે પછી જણાવ્યું કે અમારાં વખાણ થયાં છે, છતાં અમારી ખામીઓની અમને ખબર છે. સાહિત્યગંગા અહીં ઊતરે ત્યારે અમારી પાસે માત્ર ખોબો હોય એવી અમારી સ્થિતિ હતી. રંજન તો અમે કોઈનું જ કરી શક્યા નથી. ન બનવું જોઈએ તેવું પણ ઘણું બની ગયું છે. અમારી અવ્યવસ્થાને અંગે પરિષદના ભાવિ પ્રમુખ થવાને લાયક એત્રણ વિદ્વાનોનું અપમાન થયાના સમાચાર પણ મને મળ્યા છે. હું એમની માફી માગું છું. આપની કૃપા વિશાળ છે તેથી અપાત્ર હોવા છતાં અમને નભાવી લેવામાં આવ્યા છે. સફળ નથી થયા તો યે આપના સ્વાગત માટે ને આપણા સાહિત્યની અભિવૃદ્ધિ માટે સ્વાગતસમિતિના પ્રમુખ શેઠ ચતુર્ભુજદાસે તથા ડૉ. જ્યોતીન્દ્ર મહેતાએ તેમ જ જુદી જુદી સમિતિઓના સભ્યોએ તનતોડ મહેનત અને ઉજાગરા કર્યા છે ને શ્રીમંત સરકારથી માંડી નાનામાં નાના પ્રજાજનનો સહકાર અમને મળ્યો છે તેનો હું અહીં એકરાર કરું છું.

શ્રી. મુનશી ઉપર-અનેક આક્ષેપો થયા છે. એ "ડિક્ટેટર" છે એમ પણ કહેવાયું છે. મને પણ એમનો ભય હતો, પણ અમારી સાથે તો એ મુલાયમ મિત્ર તરીકે વર્ત્યા છે. મિત્રભાવે એમણે જે માર્ગદર્શન કરાવ્યું છે તે અમારી થોડીઘણી સફળતાનું કારણ છે.

## દીવાનનો સંતોષ

તે પછી દીવાન સર વી. ટી. કૃષ્ણમાચારિયરે શ્રીમંત મહારાજા, વડોદરા રાજ્ય અને પોતા તરફથી સંમેલનની સફળતા પ્રત્યેનો સંતોષ વ્યક્ત કરી જણાવ્યું કે પરિષદ માત્ર સાહિત્ય પૂરતી મર્યાદિત ન હોય, પરંતુ રાષ્ટ્રની વિશાળ સંસ્કૃતિને વરેલી હોય. આપણને મળેલો સાંસ્કારિક વારસો ઐશ્વર્યયુક્ત છે. પ્રાંતીય પરિષદોમાંથી મને બે વિચાર સૂઝે છે: એક તો એ કે સર્વત્ર સંસ્કૃતિનું પુનરુત્થાન થઈ રહ્યું છે અને પ્રાંતે પ્રાંતની સંસ્કૃતિની વિવિધતામાં રહેલી એકરૂપતા પણ દૃષ્ટિગોચર થાય છે; બીજો એ કે ત્રણ હજાર વર્ષ દરમિયાન જે દેશમાં સંસ્કૃતિ પર સંસ્કૃતિનાં આક્રમણો થતાં જ રહ્યાં છે તે દેશની સમન્વય કરવાની પ્રતિભા હજી સુધી જીવંત છે. એ શક્તિ જ આપણા સર્વ પ્રશ્નોનું નિરાકરણ આણશે. એ શક્તિના પ્રભવસ્થાન પેલા વારસાને જરા પણ હાનિ પહોંચાડ્યા વિના ભાવિ પ્રજાને સોંપવો એ આપણું કર્તવ્ય છે.

પ્રેમાનંદસ્મારક વિશેના આપના ઠરાવ અંગે પણ હું કંઈક કહીશ. એની ભાવના સાથે હું સંમત છું, અને એને વ્યવહારમાં સિદ્ધ કરવા બનશે તે બધું અમે કરીશું.

ત્યાર પછી વંદેમાતરમ્ ગવાયા બાદ અધિવેશનની પૂર્ણાહુતિ થઈ હતી.

સાંજે 'સયાજીવિજય' પત્રના અધિપતિએ સાહિત્યકારોને કોમર્સ કૉલેજમાં પાર્ટી આપી હતી અને શ્રી. મગનભાઈ શંકરભાઈ પટેલે પરિષદના અગ્રણીઓને જમવા નોતર્યા હતા. જ્યુબિલી બાગમાં શ્રી ઉમાશંકર જોષી, શ્રી નવલરામ ત્રિવેદી, શ્રી. સુંદરમ્ અને શ્રી. જ્યોતીન્દ્ર દવેનાં ભાષણો થયાં હતાં. રાત્રે રાજ્યના ખાનગી કલાવંત ખાતાનો રંજનકાર્યક્રમ હતો, જેમાં ધાંધલ થવાથી વિક્ષેપ પડ્યો હતો અને સંગીતવિદ ફૈયાઝખાનને તો ગાવા જ દીધેલું નહિ. પણ વિક્ષેપો છતાં સંમેલને અપૂર્વ સફળતા પ્રાપ્ત કરી હતી.

# સાહિત્ય, સાહિત્યકાર અને સમાજજીવન

વ્યાખ્યાતા : શ્રી ગૌરીશંકર જોષી (ધૂમકેતુ)
પ્રમુખ, સાહિત્યવિભાગ

સાહિત્ય પરિષદ સંમેલનના આ પંદરમા અધિવેશનના સાહિત્ય-વિભાગના પ્રમુખ તરીકે મારું નામ પ્રગટ કરવામાં આવ્યું ત્યારે મને ઘણું જ આશ્ચર્ય થયું હતું. આ ' આશ્ચર્ય ' શબ્દ ઔપચારિક રીતે નહિ, પણ ખરો માનસભાવ બતાવવા માટે જ મેં વાપર્યો છે. સ્વજનોના પ્રેમ સિવાય બીજો કોઈ જ અધિકાર આ સ્થાન માટે મારો હોય, એમ હજી પણ મને લાગતું નથી. મારામાં એવી કોઈ પ્રખર વિદ્વત્તા નથી—અને હવે તો એ આવવાનો સંભવ પણ નથી. ગુજરાતી સાહિત્યના કોઈ ગૂઢ કોયડા વિષે, કાવ્યની રસમીમાંસા વિષે, સાહિત્યના કોઈ પણ વિભાગ વિષે, મેં ભૂલેચૂકે વિવેચન કર્યું હોય એવું મને સાંભરતું નથી. કવિતા મેં નાનો હતો ત્યારે લખી હતી—અને મારા સિવાય બીજા કોઈને એમાં આનંદ આવતો નથી એ જોઈને—મોટો થયો ત્યારે ફાડી નાખી હતી. એટલે હું કવિ નથી, વિવેચક નથી, વિદ્વાન નથી, સંશોધક નથી, કોઈ પણ વિષયનો નિષ્ણાત પંડિત નથી, એ ઉપરાંત મારું પોતાનું મારા વિષેનું મંતવ્ય સાચું હોય તો, હું મિલનસાર વ્યક્તિ નથી, ગઈ પેઢીના કે આવતી પેઢીના કે ઊગતી પેઢીના સાહિત્યકારોની મૈત્રી કેળવવાનો લાભ પણ હું મેળવી શક્યો નથી, કોઈ સંસ્થા સાથે હું જોડાયલો નથી, આવા ઘણા ' નથી ' જેનામાં ' છે, ' એવા સામાન્ય માનવતામાં રાચતા એક માણસને, આ સ્થાને તમે સ્થાપ્યો અને આવા મહામોટા માનનો અધિકારી ગણ્યો, એ તમારા સૌના સમભાવ-સદ્ભાવનું જ પરિણામ હોઈ શકે. માણસ પોતાની શક્તિને જાણી શકે છે, પણ પોતાની મર્યાદાને તો

એ ભાગ્યે જ પિછાની શકે છે એટલે આ સ્થાનેથી હું બે શબ્દો કહું—અને થોડો વખત તમને કંટાળો આપું, તો તે નિભાવી લેજો. નિયમ તરીકે માણસને, લખાણ જ્યારે પોતાનું હોય ત્યારે હંમેશાં સુંદર લાગે છે, અને સ્ત્રી બીજાની હોય ત્યારે સુંદર લાગે છે! એટલે મને પોતાને મારા આ શબ્દો મોહક અને આકર્ષક જ લાગવાના છે. તમને એ કંટાળારૂપ ન થાય તો સારું: અને એનું કારણ છે. તમારો પ્રેમ મને આંહીં ખેંચી લાવ્યો ત્યારે હું તો હજી રાજકન્યા મીનલદેવી, જયસિંહ સિદ્ધરાજ, દામોદર મહેતો, આમ્રપાલી અને વાચિનીદેવી પાસે ઊભો હતો દુનિયામાં કેટલીક વખત એક દિશાની સંપત્તિ માણસને બીજી દિશાની ગરીબી પણ આપે છે. નવલિકા ને નવલકથાઓ લખાવી જોઈએ અને વંચાવી જોઈએ એમ હું માનતો નથી. હિંદમાં સેંકડો ને હજારો ને લાખો મનુષ્યો એવાં છે કે જેમના જીવનમાં નવલકથાની જરૂરિયાત કોઈ દિવસ લાગી નથી. એક અંગ્રેજ લેખકના શબ્દો ટાંકું તો એમના સુખી શાંત જીવનની મને ઈર્ષા આવે છે. અગિયારથી પાંચ સુધી કારકુનું કે માસ્તરું કે ડાકટરું કે જે કાંઈ કરવાનું હોય તે કરીને, પાંચ વાગે લિપ્ટનનો એક પ્યાલો ઉડાવતાં ઉડાવતાં સામાન્ય ઘરસંસારની—કીકલાના લગ્નની ને પોતાની અલીનાં ઘરેણાંની—એવી એવી ગુજરાતી જીવનને અનુરૂપ, શાંત વાતો કરતાં કરતાં સુખી નિદ્રા લેવી—જીવનનો એવો કાર્યક્રમ જે કેટલાકના ભાગ્યમાં નથી, એ કેટલાકમાં સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે હું આવી પડ્યો છું. હું ધારું કે ન ધારું, પણ જ્યાં સુધી નવલિકા કે નવલકથા કે એવું કાંઈક ને કાંઈક મારામાં ઘૂમતું હોય ત્યાં સુધી જ મને જીવનમાં આનંદ, સંતોષ ને આકર્ષણ રહે છે. હું તો દરેક ઊગતા લેખકને કહું છું કે જો તમારા દિલમાં કોઈ કાલ્પનિક ભૂતાવળ જાગીને તમને વારંવાર સતાવતી ન હોય તો, મહેરબાની કરીને મિલમાં કાંટાકારકુન થજો, પણ લેખક ન થતા. લેખક થવું સહેલું છે પણ લેખકપણું ટકાવી રાખવું બહુ જ મુશ્કેલ છે. ખાસ કરીને ગુજરાતમાં, કે જ્યાં શ્રીમંતો ચોપડીઓ ખરીદતા નથી, ને ગરીબો ચોપડીઓ લઈ શકતા નથી. દિવસો સુધી, મહિનાઓ સુધી, વર્ષો સુધી પોતાની સ્વપ્નસૃષ્ટિમાં મગ્ન રહેવું એ ભયંકર ને આપઘાતી કામ છે. તજવી હોય તોપણ આવી અનિવાર્ય સ્વપ્નસૃષ્ટિ લેખક તજી શકતો નથી.

રુચિ ને વિદ્વાનોનું માર્ગદર્શન, એ બન્ને વચ્ચે એક સેતુ બંધાઈ જાય. આવો કોઈ સેતુ બાંધવામાં નહિ આવે ને કેવળ એ વર્ગના અસ્તિત્વની અનિવાર્યતા પર જ ભાર મૂકવામાં આવશે તો સાહિત્યને એનાથી ઘણું જ નુકસાન થશે. ને ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ કોઈ પણ દિવસ શક્ય જ નહિ બને.

(૫) ગુજરાતના વિદ્વાનો, લેખકો, સર્જકો, પુસ્તકાલયના સંચાલકો, પ્રકાશકો, ગ્રંથવિક્રેતાઓ, વર્તમાનપત્રના સંચાલકો, સિનેમાસૃષ્ટિમાં પડેલાઓ, રેડિયો સંચાલકો, નવીજૂની રંગભૂમિના સંચાલકો—અને એવા અનુષંગી ક્ષેત્રમાં કામ કરતા તમામ માણસો—કેવળ વિચારની આપલે કરવાના હેતુથી, જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે મળવાનું રાખે, તો એમાંથી કોઈક દિવસ એક એવું સંગઠન જન્મે કે જેનું સામાજિક મૂલ્ય ઘણું જ હોય. અત્યારે આ ક્ષેત્રો વિભક્ત જેવાં બની રહ્યાં છે. એક ક્ષેત્રનો માણસ બીજા ક્ષેત્રના માણસને સમજતો નથી કે સમજવાનો પ્રયત્ન કરતો નથી. દરેકને પોતાના વાતાવરણમાં પોતાનું પ્રભુત્વ લાગે છે. પણ સંપૂર્ણ સમાજજીવનને, જો સમજીને નવેસરથી ઘડવું હોય ને એવા સામાજિક પ્રયોગોમાં સાહિત્યે મુખ્ય સ્થાન લેવું હોય, તો છેક નીચેથી ઉપર સુધીના તમામે તમામ થરના માણસોને સંપમેળ મેળવી લેવાનો મહાયત્ન કરવો પડશે. અત્યારે જીવનની સંકુચિતતાને લીધે સાહિત્યનું ક્ષેત્ર પણ એકધારું ને એકસૂરીલું બની ગયું છે. એમાં ફેરફાર કરવાથી બન્ને વધારે વ્યાપક સ્વરૂપ લેશે.

(૬) આપણે ત્યાં દરેકેદરેક ગામમાં થોડાઘણા સાહિત્યરસિકો હોય છે જ. ઉત્તેજન ને માર્ગદર્શન મળે તો દરેક ગામ પોતાની નાની સરખી એક સાહિત્યસભા રચી એક જેવો–તેવો પણ જ્ઞાનદીપ પ્રગટાવી રાખે. મોટાં શહેરોમાં એના માટે Book club જેવી મંડળી કાઢીને, અમુક વિષયના અભ્યાસની તૈયારી કે રૂપરેખા પણ વિચારાય. એવા એવા નાના નાના પ્રયાસો પણ લોકની અભિરુચિ ઘડવામાં ઘણો મોટો ફાળો આપે. એટલું જ નહિ, એમાંથી અભિરુચિની પણ વધારે ને વધારે પરિશુદ્ધિ થાય.

(૭) 'રણજિતરામ સુવર્ણચંદ્રક' જેવા એક જ ચંદ્રકનું અસ્તિત્વ આપણે ત્યાં છે, એમાં વધારો થવાની જરૂર છે. સાહિત્યને ઉત્તેજન આપવું એમ જે સંસ્થાઓ પોતાના મૂળભૂત સિદ્ધાંતોમાં સ્વીકાર કરતી હોય તેમણે હિંદીના દાખલા ઉપરથી પારિતોષિકો ને ચંદ્રકોની રચના કરવી ઘટે. એનાથી ઊગતા લેખકોને પ્રસિદ્ધિ મળશે. ને એવા ઉત્તેજનથી પ્રેરાઈને ઘણા સાહિત્યકારો કૃતિઓને ઉત્તમ કરવા પ્રયત્ન કરશે.

(૮) આપણે ત્યાં સાહિત્યકૃતિઓને વાંચવાની લઢણનો તદ્દન અભાવ છે. મુશાયરા ને લોકગીતોના જલસાની જેમ—પ્રસંગે પ્રસંગે સાહિત્યકૃતિઓના વાચનની—તેમ જ ટુચકા કહેવાની નાની મંડળીઓ ઉદ્‌ભવે, ને રામકથા, પુરાણકથા, વગેરેને તેમ જ સાહિત્યના નવા પ્રકારોને છેક જૂના માણભટ્ટની ઢબથી નહિ, તેમજ હરિકથા કરનારની ઢબથી પણ નહિ—પણ કોઈ અનોખી ઢબથી રજૂ કરવાની નવી શૈલી દાખલ કરવામાં આવે, તો એવા પ્રયોગો પણ સફળતા પામે. સાહિત્યપરિષદ તો બે-ત્રણ વર્ષે એક વખત મળે, પણ દરેક નાનું-મોટું ગામ, 'સાહિત્યની અનેક અનુષંગી પ્રવૃત્તિઓને સજીવન રાખવાનો બારે માસનો વ્યવસ્થિત કાર્યક્રમ રચી, પોતપોતાના ગામની સાહિત્યસભા દ્વારા એ પ્રગટ કરે, તો એથી એ હમેશને માટે એકસરખું આકર્ષણ જમાવી શકે. ને રફતે રફતે એમાંથી જ પોતાની નાની રંગભૂમિની પણ ભૂમિકા તૈયાર કરી શકે.

(૯) વર્તમાનપત્રો અત્યારે સાહિત્યમાં જે રસ લે છે એ નિષેધાત્મક સ્વરૂપ જેવો છે. પ્રસંગ આવ્યે એ સાહિત્ય વિષે અઠવાડિયે કાંઇક લખે છે. એમ ન કરતાં દરેક વર્તમાનપત્ર દર અઠવાડિયે સાહિત્યના કોઈ ને કોઈ પ્રકાર ઉપર એક એક લેખ આપવાની પ્રથા ચાલુ કરે, તો સાહિત્યને લોકપ્રિય બનાવવામાં તેમ જ જન-અભિરુચિને ઊંચે લઈ જવામાં પણ મોટો ફાળો આપી શકે. પોતાને ત્યાં પસંદગી પામતું લખાણ ઉચ્ચકોટીનું હોય—ને વાક્‌છટા, વાગાડંબર ને વાગ્દારિદ્રય ત્રણેથી વિમુક્ત હોય—એવો આગ્રહ વર્તમાનપત્રના મુખ્ય સંચાલકનો હોય તો વર્તમાનપત્રો જ

સાહિત્યના વિસ્તાર તેમ જ વિકાસ બન્ને માટે સુંદર પૂર્વ-ભૂમિકા રચી શકે. વર્તમાનપત્રોના નોકરિયાત તંત્રીઓ નહિ, પણ મુખ્ય સંચાલકો સાહિત્યમાં થોડોઘણો પણ સાચો રસ ધરાવતા હોય તો તંત્રમાં ઘણો ફેર પડે તેમ છે. એમની પાસે ધંધાદારી દષ્ટિ હોય એ જરૂરનું છે; પણ ધંધાદારી દષ્ટિને સાહિત્યદષ્ટિ સાથે બાપે માર્યાં વેર રાખવાની કાંઈ જ જરૂર નથી. 'રૂઉ'ની જાહેરખબરમાંથી 'ઉ' કાઢી નાખવા જેટલો રસ ધરાવવો એ બહુ મોટો ત્યાગ નથી.

આપણું કામ ઘણું વિકટ છે. જનઅભિરુચિને ઓળખવી, એને કેળવવી, એના દાસ ન થવું, ને સર્જનાત્મક લખાણોની શ્રેષ્ઠતા જાળવી રાખી—એ ચારે વસ્તુઓનો સુયોગ મેળવવો—એ કલા સિદ્ધ કરવી લગભગ અશક્ય. એમાં ઊંચામાં ઊંચા પ્રકારની કલાનો આવિર્ભાવ રહ્યો છે. પણ જે હેતુ માટે આપણે સાહિત્યકૃતિઓ રચીએ છીએ—જનતા માટે—એનો મોટો ભાગ હજી તો અક્ષર પણ ઓળખી શકતો નથી. અને છતાં દરેક માનવહૃદયમાં હોય છે તેમ એનામાં પણ જ્ઞાનદીપક માટે લેહ લાગેલી છે. એની એ અભિરુચિને જગાડવી, પરિશુદ્ધ કરવી, ઊંચે લેવી, ને ઉડ્ડયન કરતી કરવી એ કામ ઘણું વિકટ છે. એ વિકટ કામ સિદ્ધ ત્યારે જ થશે જ્યારે પહેલાં પૂર્વભૂમિકા રચાવા માંડશે. ને સાહિત્યકારો સંઘબળ સ્થાપશે અને પોતપોતાનામાં પોતે ધારી લીધેલી વિદ્વત્તાથી પોતાની જાતને બચાવશે!

કલામાત્રનો નિયમ છે કે એનો ઉપયોગ ન થાય તો એ વિનાશ પામે. માનવના હૃદયમાં રહેલ અથાક સામર્થ્યને, એના શારીરિક બંધનમાંથી મુક્ત કરીને, એના ખરા સ્થાનનો પરિચય આપવાનું કામ કલા કે સાહિત્યનું છે. એ કાર્ય સિદ્ધ કરવા માટે જે જે વસ્તુની જે જે વખતે જરૂર પડે તે તે વખતે સ્વીકાર કરી લેવો એમાં કોઈ જાતની હીનતા નથી. પ્રેમનું, સત્યનું અને શાંતિનું જીવન જ્ઞાન દ્વારા જ શક્ય છે. એ જ્ઞાન હરેકનું હોવું જોઈએ ને હરેક માટે હોવું જોઈએ.

ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા ગુજરાતી ભાષાના જયરંગની એ ભાવના સિદ્ધ થાઓ, ને શ્રી તથા સરસ્વતીનો કાલિદાસે ઇચ્છેલો વિરલ સંયોગ ગુજરાતમાં શક્ય બનો.

# કલાકારનાં મનોમન્થનો

વ્યાખ્યાતા : શ્રી કનુ દેસાઈ
પ્રમુખ, કલાવિભાગ

ગુજરાતી સાહિત્ય પરિષદે સાહિત્યનો વિશાળ અર્થ કરી જીવનને ઉન્નત કરનારું સર્વ કોઈ ગણી લઈ, કલાને પણ તેના અંગમાં સમાવી લઈ એક અત્યંત ઉદાર અને વિશાળ ભાવનાનો પાયો રચ્યો છે; નહિ તો રંગ અને રેખાના ઉપાસકને ભાષાના પંડિતો આગળ ઊભા રહેવાનો આવો અમૂલો અવસર ક્યાંથી પ્રાપ્ત થયો હોત ? મારી વિનમ્ર કલાસેવાઓને ગુજરાત આ રીતે ગણનામાં લઈને મારા જીવનને સધન્ય બનાવે છે, અને તેથી હું ગુજરાતના સુજ્ઞ સાહિત્ય-ઉપાસકોનો હૃદયથી ઉપકાર માનું છું.

આવાં કાર્યોને લાયક બીજા ઘણા સાહિત્યકારો અને કલાવિશારદો છે, અને તેઓનો સહકાર આપણી કલાના સંસ્કાર અને ઉદ્ધાર માટે જનતાને ઉપકારક થઈ પડ્યો છે. એ બધાના સુપ્રયાસોથી સાહિત્ય, નાટ્ય, શિલ્પ, સંગીત અને ચિત્રમાં ગુજરાતે નવી અસ્મિતા પ્રાપ્ત કરી છે અને ગુજરાતને ગુણગૌરવ અર્પ્યું છે; પરંતુ હજુ આમજનતામાં તેમના આદર્શો અને પ્રતિભા જોઈએ તેટલા પ્રમાણમાં આદર અને સ્વીકારને પાત્ર થયાં નથી. તેથી આવાં સંમેલનો દ્વારા, તથા દેશની વિદ્યાપીઠો દ્વારા તેની પ્રતિષ્ઠા અને સંપાદનકાર્ય અતિ વિસ્તૃત કરવાની જરૂર છે.

ભૂતકાળમાં તો ધનિક અને સામાન્ય પ્રજાજનોને ચિત્રકળા પ્રત્યે પ્રેમ હતો, તે બતાવતાં પુષ્કળ પ્રમાણપત્રો આપણી પાસે છે;

મંદિરો અને પ્રાસાદોનાં ભીંતચિત્રોની શૈલી સાધારણ જનસમાજ નીરખી શકે તેવી હતી; તેમાં સામાન્યથી માંડી ભવ્ય વર્ણનો અને કથાવાર્તાઓમાં ચિતરાયેલી ચિત્રમાળાઓ ઉચ્ચ કોટિનાં હતાં, એમ જરૂર માલૂમ પડે છે. તે જોઈને પ્રેક્ષકોને ઉલ્લાસ અને આનંદ મળતો, એવું પણ આપણે વાંચીએ છીએ. પણ અત્યારે તેમાંથી આપણી પાસે થોડાં ચિત્રો સિવાય કાંઈ જ રહ્યું નથી.

ઘણાં વર્ષો પહેલાંની બીજી કલાઓની સાથે સાથે આપણી ચિત્રકલામાં કેટલાક વિવેચકો વિદેશી શિક્ષણ અને સાંપ્રદાયિકતા જુએ છે, તેમને કલાશિક્ષાના પ્રાચીન સંસ્કૃત ગ્રંથો જોવાની ભલામણ છે. કલાશિક્ષણથી પ્રજાનો ઘણો ભાગ પરિચિત ન હોય તો એ વિષય પર શાસ્ત્રીય વિવેચનો સંભવે નહિ. વિષ્ણુ ધર્મોત્તરપુરાણમાં ચિત્ર કરવાની ભૂમિકા કેવી રીતે તૈયાર થવી જોઈએ, કેવી જાતની પીંછીઓ ઉપયોગમાં લેવી, ઘરમાં, દીવાલમાં, મંદિરોમાં અને પ્રજાસમૂહને મળવાના આંગણાની દીવાલો પર કેવાં ચિત્રો હોવાં જોઈએ, તેની વિસ્તારથી ચર્ચા કરેલી છે અને એ મર્યાદાનો ભંગ કરનારને શાપિત ગણેલા છે. એ સમયે ચિત્ર વિનાના ઘરને સ્મશાન સમું ગણવામાં આવતું. એટલું સ્પષ્ટ છે કે રામાયણકાળથી માંડી ૧૮મી સદીના અંત સુધી હિંદુસ્તાનના પ્રાંતેપ્રાંતમાં લોકમાન્ય થયેલી કલારૂઢિઓ પ્રચલિત હતી અને સૌમાં પશ્ચિમ હિંદુસ્તાન અને ગુજરાતમાંથી જેટલો ચિત્રકલાનો ઇતિહાસ મળે છે તેટલો બીજા કોઈ પણ પ્રાંતમાંથી તે નથી મળ્યો.

આજે યુરોપ તથા અમેરિકાનાં વિદ્વાનમંડળો બહુ એકાગ્રપણે તેનો અભ્યાસ કરવા લાગ્યાં છે. એમને હિસાબે આપણી વિદ્યાપીઠો અને શિક્ષણદાતા સંસ્થાઓએ કશું જ કર્યું નથી તેમ કહી શકાય.

કાલાંતરે પણ સચવાઈ રહેલાં થોડાં ચિત્રો ભારતીય કલાના દૃષ્ટિબિંદુનું મહત્ત્વ પુરવાર કરે છે, બુદ્ધ અને શિવસુંદર સુશોભનો માત્ર નથી, પરંતુ તેઓ લાંબા સમયના ચિંતન અને શોધનની ભૂમિકા પરથી મનઃસંવેદના અને ચિત્તતંત્રના અનુભવની ઝાંખી કરાવે છે. અજંતાનાં ભીંતચિત્રોમાં કલાનાં અનેક સ્વરૂપો મૂર્તિમંત થયાં

છે અને ભવ્ય સંસ્કૃતિની સાક્ષી પૂરે છે. તેમાં લાખો ભક્તહૃદયની આરાધ્ય મૂર્તિઓનું ચિત્રકારોએ અપાર્થિવ દર્શન કરાવ્યું છે. આપણા પૂર્વજોને મન કલા એ વિદ્યાપીઠની ચર્ચાનો વિષયમાત્ર નહોતી, કે નહોતી સામાન્ય સંપ્રાપ્તિ; પરંતુ માનવીના જીવનને ઉન્નત કરનારું તત્ત્વ અને ચિત્તની પરમ સાધના હતી.

મધ્યયુગમાં વિગ્રહ, કલહ અને અહંતાના ઊંડા અંધકારમાં ડૂબી ગયેલા હિંદુસ્તાનમાં અનેક જગ્યાએ કલાનો સોનેરી તંતુ અખંડ સચવાયો છે. બૃહદ્‌ભારતનાં વિશાળ સંસ્થાનોમાં મધ્ય એશિયા, બાલી, જાવા, સિયામ, તિબેટ અને ચીનમાં અજંતાના કલાના પ્રસાદ સમું રેખાવિધાન સચવાઈ રહ્યું છે. ભારતમાં આ સંસ્કૃતિ અને કલાના સુવર્ણયુગનો કેમ અંત આવ્યો તે ઇતિહાસના પાને પાને લખ્યું છે. પરદેશી આક્રમણો અને પરસ્પરના વિગ્રહોએ આપણી ઘણી સંસ્કૃતિને છિન્નભિન્ન કરી નાખી; છતાં જરા યે સ્વસ્થતા થતાં, હિંદની કલાપ્રતિભા ૧૨ થી ૧૮ મા સૈકા સુધી નવા નવા અવતાર ધરતી આવી છે. રુદ્રમહાલ, ડભોઈ, ઝીંઝુવાડા, આબુના દેલવાડાનાં દહેરાં, અને તે પછી અમદાવાદ અને ચાંપાનેર, તેમજ ૧૬–૧૭ મા સૈકામાં મોગલ સામ્રાજ્યની જાહોજલાલીએ બધી કલાઓને નવપ્રફુલ્લતા આપ્યાં જ કરી છે. ૧૮ મી સદી સુધી હિંદુસ્તાનને મૂર્તિકારો અને સ્થપતિઓની ખોટ પડતી નહોતી.

સર્જન અને સુશોભનોથી ટેવાઈ ગયેલા પ્રજામાનસે, એ સમયે ભારતમાં રજપૂતાના, માળવા અને ગુજરાતમાં નવી શૈલી જન્માવી અને તેનો પ્રચાર ૯ માથી ૧૫ મા સૈકામાં ચાલુ રહ્યો હશે, અને તેને જૈન સંપ્રદાય તરફથી બહુ સારો આશ્રય મળ્યો જણાય છે; કારણકે જેસલમીર, પાટણ, અમદાવાદ, ખંભાત વગેરે જૈન ભંડારોમાં અતિ ઉત્કૃષ્ટ સુશોભન–કૃતિઓવાળા ગ્રન્થો આજે પણ મોજૂદ છે; અને તે શ્રી સારાભાઈ નવાબના સુપ્રયાસથી જાણવા મળ્યું છે; પણ તે શૈલી ઇતર સંપ્રદાય અને સાહિત્યમાં પણ એટલી જ સમૃદ્ધપણે ઉપયોગમાં લેવાઈ છે, તે વાત "વસન્તવિલાસ" અને "બાલગોપાલસ્તુતિ" આદિ નવા ગ્રન્થો મળતાં સિદ્ધ થયું છે.

ચિત્રકલાની આ વિશિષ્ટ શૈલીએ રાજસ્થાની કલમને જન્મ આપ્યો. એમાં રાગરાગિણીઓ, રાધાકૃષ્ણનાં ગીતો, લોકકથાઓ તથા મહાભારતના પ્રસંગોનાં ઉઠાવદાર અને સુરેખ આલેખનો થયાં છે. ૧૬ મી સદીના મુગલ સમય દરમિયાન રાજપૂત કલમનો સમાદર થયો હતો અને મોગલ શહેનશાહતના સત્કારને પરિણામે, હિંદમાં અજોડ એવું રંગ અને રેખાનું સૌન્દર્ય, માર્દવ અને લાલિત્ય મેળવ્યું છે.

મોગલ સામ્રાજ્યના પતન પછી હિમાલયની નજીકનાં રાજસ્થાનોમાં કેટલાક ચિત્રકારોને આશ્રય મળતાં ત્યાંથી પહાડી કલમ નામે ઓળખાતી એક નવી મનોહર ચિત્રશૈલી પ્રચારમાં આવી. રાજપૂત અને પહાડી બંને શૈલીમાં ચિત્રિત પ્રસંગો તો એકસરખા જ છે છતાં સુરુચિ અને રચના–સૌષ્ઠવમા રાજપૂત કલમથી આ ચિત્રો જુદાં તરી આવે છે.

અંગ્રેજી શાસનસમયમાં ભારતીય કલાપદ્ધતિની ઉપેક્ષા જ કરવામાં આવી છે; એટલું જ નહિ પણ સુશિક્ષિત અને ધનિક વર્ગોના પ્રોત્સાહનના અભાવે તેનો વિનાશ થવા દેવામાં આવ્યો છે. કલાશાળાઓમાં હિંદી ચિત્રકલાનો સ્વીકાર કરવામાં આવ્યો નહોતો જ, અને યુરોપમાં જૂની થઈ ગયેલી ચિત્રરૂઢિઓ પ્રમાણે અભ્યાસ ઠોકી બેસાડવામાં આવ્યો હતો; અને હજુ યે ભારતીય કલાનું શુદ્ધ સ્વરૂપમાં અનુષ્ઠાન અને અભ્યાસ કરવાની જોગવાઈ સરકારીતંત્ર કરી શક્યું નથી. ભારતીય સંસ્કૃતિની પરંપરાથી પોષાયેલી એ કલાથી એ શાળાઓનો અભ્યાસક્રમ નિર્લેપ હતો અને પારકી કલા હિંદી માનસમાં સર્જનશક્તિ જાગૃત કરી શકી નહિ. કલા વિષે કોઈ પણ પ્રકારના અભ્યાસક્રમની સોઈ રાખી નહોતી. ચિત્ર, શિલ્પ કે નાટ્ય તેમને કોઈ પરભાષાના શબ્દો હતાં, છતાં રોમ–ગ્રીસની શક્તિના ગુણ ગાતા થાક્યા નહોતા.

આપણી અજંતા, ઇલોરા, રાજપૂત અને મોગલ કે રાજસ્થાની કલાસમૃદ્ધિનું પાન કરાવનાર કોઈ જન્મ્યું નહોતું કે કોઈએ એનાં મૂલ્ય જાણ્યાં નહોતાં. આપણા કેળવાયેલા વર્ગ પાસે શબ્દો હતા, લાગણી નહોતી. આપણા દેશનાં ચિત્રો, ગરબી, નૃત્ય કે ઉત્સવોમાં એમને આનંદ નહોતો અને એથી જ આપણી કલાની અવનતિ થઈ.

આપણું ઘર કલા વિનાનું, આનંદ વિનાનું દુઃખી અને વિરૂપ થઈ પડ્યું. આપણી સંસ્કૃતિ ઉપર વિદેશી અસરની અવધિ થઈ છે. રાચરચીલાથી માંડી દરેક ચીજ પર તેમની છાપ પડી છે; અને તે એટલે સુધી કે આપણા વિદ્વાનોએ આપણી સંસ્કૃતિનાં વિવેચનો ભાગ્યે જ દેશની ભાષામાં લખ્યાં હશે. સામાન્ય કેળવણી પામેલા વર્ગને પણ કલા વિષેનું જ્ઞાન તો અપ્રાપ્ય જ રહ્યું. પરંતુ—

સ્વામી વિવેકાનંદ, સિસ્ટર નિવેદિતા, આનંદકુમાર સ્વામી, પ્રિન્સિપાલ હેવલ અને કવિવર ટાગોરના શાંતિનિકેતનના સંદેશાઓ રાષ્ટ્રોદ્ધારની ભાવના સેવનારાઓએ પહેલા ઝીલ્યા; અને પૂ. ગાંધીજીના આગમન પછીથી તો હિંદુસ્તાનની સંસ્કૃતિ અને અર્થશાસ્ત્ર પર પ્રજાએ નવયુગનિર્માણ કરવા આત્મનિર્ણયનો સિદ્ધાંત સાબિત કરી દીધો છે. એટલે હવે યુરોપનાં મૂલ્યાંકનો ઉપર જ જીવતો કલારસિક વર્ગ આજે ઓછો થતો જાય છે. ભારતીય દૃષ્ટિબિંદુ તેમ જ ભારતીય સંસ્કૃતિની લહેરો બતાવતી કલા લોકાદર પામતી થઈ છે; અને તેમાં આપણી રાષ્ટ્રીય જાગૃતિ લોકોમાં પોતાપણું બતાવવા આગ્રહ જણાવે છે. પોતાના દેશની સંસ્કૃતિ અને પ્રતિષ્ઠા આપવાની તમન્ના જાગી છે. શિક્ષણમાં રાષ્ટ્રીયતા અને સ્વનિર્ણયનો સિદ્ધાંત વિદ્યાપીઠે કબૂલ કર્યો, તેને લઈને જ મારી પોતાની કલા મુંબઈ ઇલાકામાં, પ્રવર્તતી કલાથી અલગ માર્ગે વળી છે અને તે કલાની પાછળ શ્રી. હેવલ, શ્રી. અવનીંદ્રનાથ, શ્રી. રવીંદ્રનાથ ટાગોર, શ્રી. નંદલાલ બસુ જેવાની તપશ્ચર્યાનું પીઠબળ છે. તેમાંથી જ આત્મપ્રતિભા જાગૃત કરવાનો મંત્ર ગ્રહણ કરી, કલાની ઉપાસના અને અનુષ્ઠાન કર્યાં; અને તેના પ્રસાદ રૂપે ગુજરાતી જનતાની અને સાહિત્યની સેવા કરવાની અનેક તકો મળી છે. મારી તો ખાતરી જ થઈ છે કે કલાની દીક્ષા આપવાનો અધિકાર રોમ, ફ્રાંસ કે ઈંગ્લન્ડની મોટી કલાપીઠો કે સરકારે નીમેલા અધિકારીઓના હાથમાં નથી, પણ પ્રજાજીવનનો સાચો પરિચય, તેનું લાગણીપૂર્વક દર્શન, અને સહૃદયતાથી કરેલો આવિષ્કાર કલાની કૃતિઓને લોકસન્માન્ય બનાવી શકે છે.

આગળ કહ્યું તેમ, આપનો બધાનો અનુભવ છે કે પચાસ વર્ષ સુધી યુરોપીય ધોરણે અપાયેલું શાળાઓનું ચિત્રશિક્ષણ અને યુરોપીય

ગુરુઓનું વિશૃંખલ કલાઅધ્યાપન; ત્રણ–ચાર પેઢીઓ થયાં રાષ્ટ્રીય અભિરુચિમાં કે રાષ્ટ્રીય ઉન્નતિમાં અથવા કલા કે સંસ્કૃતિના વિસ્તારમાં કશો ફાયદો આપી શક્યું નથી. તે ઉપરાંત યુરોપની કલા શીખવા યુરોપ જઈ આવેલા અનેક હિંદી કલાપંડિતો પણ હજુ સુધી પ્રાચીન ભારતની કલાકીર્તિને ઉજાળે એવી કોઈ ભવ્ય કૃતિઓ પ્રજાસન્મુખ ધરી શક્યા નથી. આ રીતે કલા–તત્ત્વોનો વિચાર અને મૂલ્યાંકન યુરોપને મૂલ્યે કરાવવા જતાં આપણે અપમાનિત અને શૂન્ય પ્રતિભાવાળા ગણાયા છીએ; બલકે તેથી ઊલટું જ જે કાળમાં પરદેશનાં કોઈ પણ સાધનો અને સહયોગ મળતાં નહિ તેવે સમયે ભારતે નિજ સંસ્કારબળે જે ભાવના અને કલાશિલ્પની વિરલ સમૃદ્ધિ ઉપજાવી છે તેનો આંક હજુ કોઈ પહોંચી શક્યું નથી, એ શું સૂચવે છે? કલાનિર્માણ માટે અને કલાની રસલહાણ માટે આપણને યુરોપના આદેશો અને મંત્રો કોઈ પણ રીતે ખપમાં આવી શકે તેમ નથી.

વેદો, ઉપનિષદો, રામાયણ અને મહાભારત કે પુરાણો, નાટકો કે મહાકાવ્યો સર્જનારી પ્રતિભા, હિંદમાં જેટલી બહુ પ્રમાણમાં હતી તેટલી જ નૃત્ય, સંગીત, ચિત્ર અને સ્થાપત્યની અપ્રતિમ સૃષ્ટિ ભારતની ભૂમિ પર પાંગરી રહી હતી, અને આજે તેનો પુરાવો માગનાર માણસ મૂર્ખ જ ગણાવો જોઈએ.

આપ પૂછશો કે એ સૃષ્ટિના મંત્રગુરુઓને ક્યાં શોધવા? યુરોપનાં પાઠ્યપુસ્તકો અને વાર્ષિકો વિના અમારું શું થાય? અમે શુદ્ધ ભારતીય કલારસ શી રીતે પ્રાપ્ત કરી શકીએ! તો મારો જવાબ એ જ છે કે આપ યુરોપીય સામગ્રી પરથી દૃષ્ટિ પાછી ખેંચી લો, અને આપનાં યંત્રસામગ્રીથી સુસજ્જ થયેલાં દોડધામ અને ધમાલિયાં નગર છોડી ભારતની સાચી જનતા અને ભારતભૂમિની સુંદરતા જોવા બહારગામ નીકળો. તમારું હૃદય શુદ્ધ હશે, તમારી વિચારશક્તિ શુદ્ધ હશે, તમે સાચા હિંદીજન હશો તો તમને ભારતીય જનતાનું જીવન, સુંદરતા અને કલાના કુમકુમ પગલે રંગાયેલું દેખાશે. જ્યાં જુઓ ત્યાં કોઈ ખેડૂત, તો કોઈ મહિયારી, તો કોઈ ઘાસભારો લઈ જતી સ્ત્રી, તો કોઈ પાવા વગાડી આનંદ લેતો ભરવાડ છોકરો, કે વૃક્ષહિંડોળે રમતાં બાળકો સુંદરતાને ખોળે અચૂક જોવા મળશે.

આવાં અસંખ્ય ચિત્રો કોઈ ફૂટપટ્ટીથી અંકાશે નહિ. આ ચિત્રો કોઈ તમને બતાવશે નહિ, પણ મને વારંવાર પૂછવામાં આવે છે કે આ બધું શિક્ષણ તમે ક્યાંથી મેળવ્યું? એ કાર્ય શિક્ષણથી નથી બનતું. ભૂમિ પરનો પ્રેમ અને દરેક વસ્તુ કે પ્રસંગમાં ઓતપ્રોત થઈ રસ લેવાની ઊર્મિ મને ચિત્રોની ભરતી લાવે છે. મારા ઘણા વિદેશી મિત્રોએ પણ એવાં જ ચિત્રોની પ્રશંસા કરી છે. મારી જનતા મને સમજે છે, મારું હૃદય ઓળખે છે અને મને દરેક જગાએ કે કોઈ પણ પળે ચિત્રો દેખાયા વિના રહેતાં નથી.

કલાની પ્રદીપ્તિ મનુષ્યને એવો સંસ્કાર આપે છે કે એ દ્વારા જીવનના અનેક રસો અને ઉલ્લાસોનો એ સહજે ભોક્તા બની શકે છે. સંગીત કે નાટક કે શિલ્પ કે ચિત્ર એ બધી કલાનો એક મહાન યોજનામય રાસ દેખાય છે, અને તેથી પ્રત્યેકમાં રહેલા તાલ અને ડોલનનો ઉન્માદ અનુભવે છે. તેનું ચિત્ત સમાધિયોગને પામે છે અને તેથી જેને કોઈ વસ્તુ, ક્રિયા કે પ્રવૃત્તિનો વિચાર કરે છે ત્યાં એ જ ડોલન અને સ્પંદનથી નવાં સ્વરૂપો, નવા આકારો જન્માવવાની શક્તિ ઉત્પન્ન થાય છે. આ સમાધિયોગ એટલે પરમાત્માની સર્જનશક્તિ સાથે સહયોગ. એક રીતે કહો તો કલાકાર એ પરમાત્માનો દૂત બની, તેની સૃષ્ટિને સવિશેષ શણગારથી વિસ્તારવાનો અધિકાર મેળવે છે; એટલે નિરાકાર દેવસ્વરૂપોને એ પાષાણ, લાકડા, કે ચિત્રપટ પર સાકાર બનાવે છે. પદાર્થો પર, વસ્ત્રો પર કે કાગળ પર ખાલી જગ્યામાં તે રંગ અને રૂપની નવી ભરતી ઉતારે છે; અને માનવીના ઇતિહાસમાં અમર આનંદની લહરીઓ મૂકતો જાય છે.

આવતી કાલની ઉષાના રંગો કલાકારની કલ્પના જ રંગશે, અને તેના સદ્‌ગુણો જ જગતમાં પવિત્ર રંગોથી રંગાયેલા ભવ્ય સર્જનરૂપે રહેશે. આજનો કલાકાર આવતી કાલનાં નવી પ્રેરણા અને કલ્પના-સામગ્રી અનુભવો આપી સમાજસંસ્કૃતિને સ્વતંત્રતાની ટોચે રાખશે જ. પરંતુ તે પહેલાં એનો એ અધિકાર મેળવવાને તેને શાં શાં તપ, શાં શાં મનોમન્થનો અને કેવી કેવી કૌશલ્યપરાયણતાનો સંચય કરવો પડશે, તેનો ક્રમ માત્ર માનસશાસ્ત્રના અભ્યાસીઓને જ સમજાશે. જીવનના અગોચર આદર્શો, પ્રથમ જોવા મથનાર, અનુભવ

આપનાર-અને જન્મ આપનારને કળાકારની મનોવ્યથા પ્રસવ કરનારીઓના કરતાં પણ અનેક ગણી વિશેષ હોય છે, અને એવાને કાજે જો સંસારમાં યોગ્ય સાધનો, સગવડો અને અવસરો ના મળે, તો કોઈક જ તેમાંથી સહીસલામત પાર ઊતરી શકે છે. એવા દુર્ભાગી કલાકારના જીવનમાં કાં તો ભાવનાનો ગર્ભપાત, કાં તો માનસ-વિભ્રમ, અથવા નિરાશાની કાળી ખીણમાં તેને જીવનભર નિષ્ફળતાના ડંખો ભોગવતા રહેવું પડે છે.

સંસારની બેપરવાઈ, બેકદર અને દરિદ્રતા, દુઃખોમાંથી કોઈ પાર નીકળ્યો તો તેને ઉલ્લાસ અને ઉત્સાહનો જીવનસંદેશ આપનાર પયગમ્બરનું સ્થાન જરૂર મળે છે; પણ પ્રજા સમસ્તની ઊંડી મનોવાંછનાઓ બળ પૂરે, ત્યારે જ તેવો બડભાગી કળાકાર પ્રજાને સાંપડે. એવા પુરુષની શોધ માટે પ્રત્યેક દેશનાં સંસ્કારી મંડળો આખી પ્રજા માટે કોઈ એવી યોજના ધરાવે છે કે દેશના કોઈ પણ ખૂણે સર્જનશક્તિનો અંકુર દેખાય તો તેને ગ્રામ, જિલ્લા કે પ્રાંતના અધિકારીઓ યોગ્ય પ્રકાશ અને ઉત્સાહ આપી પ્રજાના મુખ્ય કલાકેન્દ્ર સુધી પહોંચાડવાનાં પૂરતાં સાધનો અને સહાય આપ્યા કરે છે. એ સાથે જોઈએ તો આપણા પ્રાંતમાં કલાના યાત્રિકોને માટે કેટલાં આશ્રયસ્થાનો કે અવલંબનનાં સાધનો છે? જર્મની, ફ્રાન્સમાં કે અમેરિકામાં ગામેગામની શાળાઓ કલારસિકોનો ફાલ ઉછેરવાને, સાચવવાને હરીફાઈ કરતી જણાય છે; અને પ્રજામંડળો તેઓની કૃતિઓનો આદર કરવાને માટે સ્પર્ધા કરી રહ્યાં હોય છે. ગામેગામ મુખ્ય મહાલયો કલાકારો પાસે નગરનો ઇતિહાસ કે ઉદ્યોગનો ઇતિહાસ ચિતરાવે છે, મહાન સંસ્કૃતિકારો પાસેથી કથા આલેખે છે. કુદરત અને જીવનસૃષ્ટિનાં અદ્ભુત દૃશ્યો શાળાઓ, ઇસ્પિતાલો, નગરભુવનો, રેલવે કે કારખાનાંઓમાં કલાકારને હાથે રજૂ થાય છે અને લોકો તેમની આંખે દેખાયેલું નવું સત્ય અને નવું સૌન્દર્ય જોતાં અને સમજતાં શીખે છે.

હવે આપણી દશા જુઓ! છેલ્લાં વર્ષોમાં આપણું સર્જન શું? આપણી આંગળીને વેઢે ગણીએ તેટલાં પણ હાલનાં, શિલ્પપ્રતિમાઓ કે ચિરંજીવ ચિત્રોનાં નામ આપી શકશો? કોઈ એવું ભવન કે મંદિર બંધાયું છે, કે જેની રાજપૂત કે મોગલ ભવન સાથે

સરખામણી કરી શકીએ? રાજા રવિવર્મા જેવા સમર્થ કલાકારનાં ચિત્રો વિસરાવા લાગ્યાં છે અને ભીંતો પરથી અદશ્ય થાય છે; તો પછી દિવાળી-અંકોના તંત્રીની કલમે ગર્જના કરતાં ચિત્રોનો હિસાબ ક્યાં રહ્યો? એવાં કેટલાં ચિત્રો આપણને મળ્યાં છે કે જેની વાતો આપણે દશ વર્ષ કરીશું? તો પછી સૈકાઓથી કલાની કસોટી ઝીલી રહેલાં અજંતા, ઇલોરા અને હિંદનાં અનેકાનેક શિલ્પસ્વરૂપોની હોડ કોણ કરી શકે? એનું કારણ શોધશો તો જણાશે કે જન-સમુદાયમાં કલાની અભિરુચિ અને રસિકતા પોષનારી અને રક્ષનારી સંસ્થાઓનો લોપ થયો છે; અને એવી સંસ્થાઓને અભાવે સાચાં મૂલ્યાંકનો કરનારા માણસોની ખોટ પડી છે. એટલે જ કલાકાર કે કારીગર એક બજારુ આદમીમાત્ર બની ગયો છે; અને તેને પોતાનાં સર્જનો વિકસાવવાનો કે ઉન્નત બનાવવાનો કોઈ અવસર સાંપડતો નથી. કલાના યુરોપિયન શિક્ષકોએ યુરોપના ધોરણે હિંદી વિદ્યાર્થી-ઓને શિલ્પ અને ચિત્રકામ શીખવ્યાં, અને એમને હિંદુસ્તાનનાં મકાનોમાં ચિત્રો કરવાના કામમાં રોકયા. જાણે કે એ રીતે હિંદની લોકરુચિને તેઓ બહુ ઉન્નત કરી નાખતા હોય! પણ હિંદુસ્તાનની ઊંડી ધર્મસંસ્કૃતિ અને નૈતિક ભાવને તેઓ કદી નહિ સમજ્યા હોવાથી એવાં ચિત્રોનો શું ફેજ થયો છે તે સમજાવવું મુશ્કેલ નથી. દિલ્હીના સરકારી મહાલમાંનું ચિત્રકામ હિંદી જનતાને શું સંદેશો આપી શક્યું છે? અને છેલ્લામાં છેલ્લા મુંબઈના સિનેમાગૃહમાં કરેલા યુરોપિયન ચિત્રકામનો પાઠ હિંદુસ્તાન માટે કયા પ્રકારનો છે તે સમજાવી શકશો? છતાં તત્કાલ પૂરતી તેની બોલબાલા અને વાહવાહ કરતા પત્રકારોએ કલાનું તેમાં શું નવું હાર્દ જોયું છે તે આપણે પૂછવું જોઈએ.

હિંદુસ્તાન પાસે અનેક સૈકાઓથી કલાકૃતિની એક મહાન કસોટી ચાલી આવી છે, અને તે છે કલાના સંસ્પર્શ દ્વારા જીવનનું ઉન્નતિકરણ; આત્માની રસસમાધિ, હૃદયની સંસ્કૃતિ, કઈ કૃતિઓમાંથી તમને મળી રહી છે, એ જાણી શકો એટલે એ કૃતિઓને તમારા જીવનની તમારી આરાધ્ય પ્રતિમાઓ બનાવવા તમે જરા યે સંકોચ માનતા નહિ. આજના યુરોપે તો આ બાબતમાં હિંદુસ્તાન પાસેથી શીખવવાને બદલે શીખવાનું રહ્યું છે. યુરોપની કલામાંથી એમનો

નવો સાહિત્યકલાયુગ આવ્યો ત્યારથી જ ભાવના અને સંસ્કૃતિનો નાશ થયો છે; પણ હિંદમાં ક્યાંક ક્યાંક તેનાં થોડાં તત્ત્વો મોજૂદ છે. હિંદુસ્તાનની કલામાં સૌન્દર્યભાવના ઉપરાંત એક પ્રકારનું ધર્મબળ છે, તે આજે કોઈ સમજતું નથી અને એનો ઉપયોગ કરી જાણતું નથી. એ તત્ત્વને આજની કેળવણી, પુરાણ, સંસ્કૃતિ અને કલાના અભ્યાસને જુદાં પાડી જુદી દૃષ્ટિથી જુએ છે. દરેક દેશની કલાનો પાયો એ દેશના ચારિત્ર્યબળમાં નંખાયેલો હોય છે. એટલે જ્યારે આપણે આજની બજારુ કલા, હિંદની સુપ્રસિદ્ધ શિલ્પસમૃદ્ધિ સાથે સરખાવીએ છીએ ત્યારે એમાં ક્યાંથી આ ભાવ અને દિવ્ય દૃષ્ટિ ઊતરી આવી તેનું આશ્ચર્યમાત્ર થાય છે. એ તો સાવ દેખીતું જ છે કે આપણે ગ્રીસ અથવા પ્રાચીન હિંદની સાથે સરખાવતાં આપણી આજની કેળવણી સાવ નમાલી છે, કારણકે પ્લેટોના શબ્દોમાં કહીએ તો "જીવનને ઉન્નત કરનારા પૃથ્વીના સૌન્દર્યસ્વરૂપનો પ્રયોગ આપણે સમજતા જ નથી." "Neglect to use the beauties of Earth as steps along which we mount upwards." આજની કેળવણીથી અને આજની વ્યાપારબુદ્ધિમાં જન્મેલા હલકા આદર્શોથી કંગાળ બનેલા ભારતે ગુમાવેલી મનુષ્યજાતને પડેલી સૌન્દર્યપ્રતિષ્ઠાની ખોટ ક્યારે પુરાશે! પોતાના પાશ્ચાત્ય સંસ્કારો અને ધોરણોને વળગી રહીને કોઈ પણ યુરોપિયન, હિંદી સંસ્કૃતિ કે કલા સમજવાનો દાવો કરે તો તે મિથ્યા છે. હિંદી દૃષ્ટિ મેળવ્યા વિના હિંદી કલા ગ્રીસરોમનો ઉતાર છે, છાયા કે પડઘો છે, એવું માનનારને શી રીતે સમજાય કે હિંદની સૌન્દર્યદૃષ્ટિ કાવ્ય, નાટક અને કલાઓમાં સાવ અનોખી છે; અને જીવનના ગૂઢતમ રસાસ્વાદ અર્પનારી હોવાથી પશ્ચિમના કલાકારોને પણ અભ્યાસપાઠરૂપ છે. ગુપ્તયુગની સાહિત્યસમૃદ્ધિ ભરતનાટ્ય, કથકલિ, મણિપુરી, કથકલી નૃત્યવૈવિધ્યનો પડઘો હિંદનાં વિરાટ શિલ્પો અને રૂપવિસ્તારમાં નથી શું?

મુગલ સમયનાં મહાલયો જોઈ આપણે છક થઈએ છીએ. ઈલોરાનાં પ્રચંડ શિલ્પ મુગ્ધ ભાવે નીરખીએ છીએ, તેનું ખંડેરપણું વિસારી તેમાં અહોભાવ ધરીએ છીએ, છતાં દેશના બુદ્ધિમાનો, રાજ્ય અને શિક્ષાના તંત્રવાહકો તેની અસર વિસ્તારવાને શું કરે છે? મેકોલેના ચેલાઓ ભલે માને કે હિંદી કલા માલ વગરની છે, પણ

યુરોપિયન કલા કદી જ નહિ આપી શકે એવું આપનારી અમૂલ્ય પ્રતિભા હિંદીવાનોને ફાળે તો રહેશે જ. ભલે આજના મેકાલે-વિદ્યાર્થીઓ આ મહામૂલા વારસાથી વંચિત રહ્યા પણ હવે તેમની પ્રજા ન રહી જાય તે જ જોવાનું છે. આપણે તો હવે ઊગતી પ્રજાની તરફ જ આશાથી જોવાનું રહ્યું છે. તેઓ પોતાના દેશની મહામૂલી કલાસંપત્તિનો આદર-કરતાં શીખે, સાચા કલાકારને પિછાની સમાજમાં તેની પ્રતિષ્ઠા સ્વીકારે અને સંસારના વ્યવહારમાત્રમાં કલાની સૌરભ અનુભવે, ત્યારે જ પ્લેટોનું ઉપર્યુક્ત વચન સાર્થક થાય. બીજી તરફ કલાકારનો પરમ ધર્મ રહેશે કે તેણે પોતાની કલાકૃતિને જીવનને હીન કે અધોમુખ કરનારાં તત્ત્વોથી મુક્ત રાખી સમાજને સંજીવન અને નવપ્રફુલ્લતા આપે એવાં સર્જનો કરી બતાવવાં પડશે. એવા કલાસંસ્કારથી મિ. એમર્સન કહે છે તેમ " Function of Art is to give to pots and pans the grace of Romance." વ્યવહારનાં રાચરચીલાં અને પદાર્થોમાં અદ્ભુત આકર્ષણ ઉત્પન્ન કરવું એ કલાનું પરમ કર્તવ્ય બનશે; અને કલા પ્રત્યેક માણસના ઘરમાં રાજરાણી થઈને મહાલશે. એટલે કે પ્રત્યેક મનુષ્યમાં રહેલો કલાવંત આત્મા સચેત બની જીવનને અનેકવિધ દિશામાં તેજસ્વી અને સંસ્કારી બનાવી શકશે.

ઘણા કલાકારોનો પોકાર છે કે તેમની કદર થતી નથી, તેમનું યોગ્ય મૂલ્યાંકન થતું નથી, અને તેમના હક્કો કોઈ દબાવી પડ્યું છે કે લૂંટી જાય છે. તેમને આશ્વાસનરૂપે એટલું જ કહેવાનું કે ભાઈઓ ! હિંદમાં કળાનું ક્ષેત્ર તો બહુ બહોળું પડ્યું છે પણ એ ક્ષેત્રમાં ઊભા રહેવાનો પૂર્ણ અધિકાર મેળવવા જેટલું આપણું તપ થયું નથી; એટલે જ પાછળ પડીએ છીએ. રાજા રવિવર્મા પછી આજ સુધીનો ઇતિહાસ તપાસો તો જણાશે કે આપણા રાજદરબારો અને સરકારી સંસ્થાઓએ કલાની કૃતિઓ પાછળ અને તસવીરો પાછળ લખલૂટ ખર્ચ કર્યો છે; પણ તેનો લાભ યુરોપમાંથી આવેલા નિષ્ણાત ચિત્રકારોને જ સ્થાનિક રાજકર્તા અમલદારોની ચિઠ્ઠીઓથી જ મળ્યો છે. છતાંય કાઠિયાવાડના બે બાહોશ તસવીરકારોએ તેમની હરીફાઈમાં ભાગ લઈ પોતાનો ભાગ્યોદય કર્યો હતો, તે યાદ રાખવું જોઈએ. વઢવાણના

પોર્ટ્રેઈટ પેઇન્ટર શ્રી નાનાલાલ જાની અને રાજકોટના શ્રી છોટાલાલ તેજપાળનાં નામ મશહૂર છે. દિલગીરી એટલી જ કે 'પોર્ટ્રેઈટ પેઇન્ટિંગ'ના ધીકતા ધંધામાં યુરોપીય કલાકારોની જોડમાં ઊભા રહેવા કોઈ પણ તરુણને યુરોપની સંપૂર્ણ તાલીમ લેવાની તક મળી નથી. રાજકોટમાં જ્યુબિલી મહેલમાં બ્રૂકસની દરબારી તસવીરો જુઓ, ના. જામસાહેબના સંગ્રહ જુઓ અને છેવટે અહીં વડોદરા શહેરના મહેલો અને મ્યુઝિયમો જુઓ, તો હિંદી કળાકાર કયા ખૂણે છે તે શોધવું મુશ્કેલ પડશે; અને હવે તો યુદ્ધનિવૃત્તિ થતાં યુરોપિયન, અમેરિકન કે ગમે તે મુલકના નિષ્ણાતો, હિંદનાં સદ્ધર રજવાડાં અને શ્રીમંત ગ્રાહકોને હાથ કરવા આકાશ–પાતાળ એક કરશે. એક જર્મન આવીને કાશ્મીરથી કન્યાકુમારિકા સુધીનાં રાજ્યમહેલોનાં સુશોભનો, ચિત્રો હાથ કરી શક્યો હતો તે સુવિદિત છે. બજારની ખુલ્લી હરીફાઈમાં કામ આપવાની શક્તિ આપણા કલાકારો કેળવી શક્યા નહિ હોવાથી જ રોદણાં રોવાનાં રહે છે. જે પોતાના ધંધાની તાલીમ અને શિસ્ત મેળવી કામની બરદાસ્ત કરી શક્યો છે તેને વિજય મળ્યો છે.

બંગાળી અને મહારાષ્ટ્રીય કલાકાર બંધુઓનો આ બાબતમાં સદ્ઉદ્યોગ પ્રશંસનીય છે. ગુજરાતી ભાઈઓ કરતાં તેઓ વધુ ચીવટ અને ચીકટ અભ્યાસી તથા ધૂનમસ્ત હોઈ પોતાના ધંધાની સફળતા માટે ગમે તેવાં દુઃખો વેઠી, દેશમાં મળતો અભ્યાસ પૂર્ણ કરી, યુરોપ, અમેરિકા અને અન્ય દેશોમાંથી વિદ્યાની પૂર્ણતા સાધી આવ્યા છે. હિંદની કલાસંસ્થાઓમાં પોતાના હક્કોનો દાવો કરી શક્યા છે. બંગાળના કલાકારો તો બે કે ત્રણ પ્રાંતોમાં સરકારી કલાશાળાઓનાં મુખ્ય પદો હાથ કરી શક્યા છે; અને મુંબઈમાં પણ એવી યોગ્યતા ધરાવનાર ઘણા કલાકારો મહારાષ્ટ્રમાંથી તૈયાર થઈ ગયા છે, એટલું જ નહિ પણ કાર્યસિદ્ધિ ધરાવે છે. દરેક જણ સાર્વજનિક પ્રદર્શન માટે કંઈ ને કંઈ શક્તિનો પરચો આપી રહ્યો છે. એ બધા વચ્ચે ગુજરાની કલાકારોએ કંઈક વિશેષતા સિદ્ધ કરી બતાવવી જોઈએ. Sportive Competition ખેલદિલભરી સ્પર્ધા કલાકૌશલ્યમાં જરૂર લાભદાયક બનશે.

હું ગુજરાતી કલાકાર મિત્રોને હિતભાવે એવું પૂછીશ કે હિંદી

કલામાં બંગાળના કલાસ્વામીઓએ કંઈ આગેકદમ કરી બતાવ્યું તેના હિસાબે આપણે કેવું કરી શક્યા છીએ; અને છતાં તેમની તરફ કટાક્ષ કરવામાં કે વખત પડતાં ઉતારીને બોલવામાં પાછા નથી રહેતા. શ્રી અવનીંદ્રનાથ અને શ્રી નંદલાલ બસુની કલાસાધના અને તપશ્ચર્યા આપણે માટે હજુ આદર્શ રહ્યા છે. શ્રી મુકુલ દે, રમેન ચક્રવર્તી, યામિની રૉય, પી. સેન વગેરે જેટલી કલાનિષ્પત્તિમાં સ્પર્ધા થઈ જ નથી.

યુરોપીય શૈલીએ શીખેલા કલાકારોએ પણ શું કરી બતાવ્યું છે? સૌરાષ્ટ્ર અને ગુજરાતનાં અદશ્ય થતાં માનવપાત્રોની તસવીરો લેવાને ઑસ્ટ્રિયાની બ્રુનર બાઈઓ નીકળી પડી, પણ કયો તરુણ ગિરમાં, ભીલોમાં કે રાનીપરજમાં રખડ્યો? કામ કરી બતાવે તેનું મૂલ્યાંકન થાય; માલ વગરની શાની કદર થાય? ગિરનાર, આબુ, શેત્રુંજયનાં દશ્યો કોઈ સમર્થ ગુજરાતપ્રેમી કળાકારની રાહ જોઈ રહ્યાં છે. ભીલો, ધારાળાં, કોળીઓ, કણબીઓ અને રાનીપરજનાં નૃત્યો, ગરબા અને જાગનાં નૃત્યો ચિત્રકારની પીંછી માટે અખૂટ સાધન છે. ક્ષેત્ર બહોળું અને ખુલ્લું છે. જૈન સાહિત્ય, સંસ્કૃત સાહિત્ય અને રાસમાળાઓ પર નવી કલમ ચાલવી જોઈએ. આપણે તો કામ કરનારા જોઈએ. ઇરાની ચિત્રકાર મિ. કાચાંદોરિયાં એકલો આવીને હિંદની બધી ગુફાઓનાં ભીંતચિત્રો કોઈના આશ્રય વિના કરી ચાલી ગયો, અને એમ કરીને પણ આપણાં ખંડેરોની કલામાંથી એ હજારો રૂપિયા રળી શકે છે.

આજની ગુજરાતી સંસ્કૃતિનું દર્શન, સાહિત્યના સચોટ આકર્ષક પ્રસંગોનું ચિત્રનિરૂપણ, કવિ દયારામ, પ્રેમાનંદનાં પાત્રો અને કૃતિઓનું રૂપકરણ ગુજરાતી કલાકારની રાહ જુએ છે. આજના યુગનાં મનોમન્થનો, સિદ્ધિઓ, રાષ્ટ્રવિધાયકો, વિકટ વિગ્રહોનો ઇતિહાસ કળાકારની પીંછીએ નહિ ચઢે ત્યાં સુધી કળાકારને પિછાનશે કોણ? રાષ્ટ્રનાં અને પ્રજાનાં સુખદુઃખ અને ભાવનાનો ચિતારો તે ન બની શકે ત્યાં સુધી તેના રંગ અને પીંછીનું સાર્થક શું?

એક વખત રંગભૂમિ ઉપર આપણા સર્વ કલાસંસ્કારને ખીલવાની તક મળતી હતી, પરંતુ જ્યારથી સુશિક્ષિત જનો તેમાંથી વિમુખ બન્યા ત્યારથી તે માત્ર સામાન્ય પંક્તિના જનસમાજના આનંદપ્રમોદનું કેન્દ્ર બની અને કલાનિપુણતા, ઊંચો આંક ધરાવતા નટો, દશ્યવિધાયકો

અને સંગીતકારોનો કાલ અદશ્ય થયો. ઉચ્ચ કોટિની પ્રતિભાનું સર્જન અને ઉચ્ચ કોટિની કલામર્મજ્ઞતા ભારતીય સંસારમાંથી લુપ્ત થયાં. કવિ કાલિદાસ, ભવભૂતિ અને શેક્સપીઅર જેવાં નામો આજની રંગભૂમિ પર એક અશક્ય સ્વપ્ન બની રહ્યાં છે; પણ આજની ચિત્રપટસૃષ્ટિએ ઘણા થોડા સમયમાં કલાકારો માટે નવાં સંસ્થાનો ઉઘાડ્યાં છે. જ્યાં કુશળકાવ્ય-કલાધરો, પંડિતો, ચિત્રસ્રષ્ટાઓ, સંગીતકારો, અભિનયકારો, નૃત્યકારોને એમની સર્વોચ્ચ શક્તિ વિકસાવવાની, પ્રગતિ સાધવાની અનેરી તકો મળી શકે તેમ છે; અને જેઓ એવી કસોટીઓમાંથી પાર ઊતરી શક્યા છે; તેમની પ્રતિષ્ઠા અને મૂલ્યાંકનો પણ અગાઉ નહિ જાણેલા એવા આંક પર પહોંચતાં જાય છે. માત્ર રંગ અને પીંછીના ચાપલ્યથી આજે કલાકારની છાપ પડતી નથી. અપૂર્વતાનું સર્જન અને આકર્ષણની પ્રગાઢ શક્તિ જેઓ સાધી શક્યા હશે તેમને જ ત્યાં આગેકદમ મળે છે. પણ જેઓ ઉછીની પીંછીની શક્તિઓ ચોરી અથવા નકલના પ્રકારો ધપાવી દઈને પોતાનો સિક્કો ચલાવવા ધારે છે, તેમને ફિક્કા પડી જતાં વાર લાગતી નથી. સર્જક કલાકારનો માર્ગ કોઈ રોકી શકતું નથી. એ આજે વોલ્ટ ડીઝનીની ચિત્રરેખાઓએ સિદ્ધ કરી દેખાડ્યું છે. પાત્રો, મકાનો, અભિનયો, મુદ્રાઓ, રંગો અને રૂપો કલાકારના સર્જનસાગરમાંથી નીકળવા માંડે છે ત્યારે દુનિયાના ચેતનવંતાં પૂતળાંઓ કરતાં પણ તેમને વધારે પ્રસિદ્ધિ અને વધારે સંપત્તિ પ્રાપ્ત થાય છે; અને એ રીતે કલાકાર સંપત્તિ અને સમૃદ્ધિનો સાચો નિર્માતા ઠરે છે.

ગુજરાતે આજે આખા ભારતવર્ષના ઇતિહાસમાં કલાના સમુત્થાનમાં પોતાનું પ્રકરણ આરંભી દીધું છે, એની હવે કોઈ ના પાડશે નહિ. ચિત્રપટની સૃષ્ટિમાં સમર્થ દિગ્દર્શકો, નેપથ્યવિધાયકો અને તેને સમર્થ સાહિત્યસ્વામીઓનો તેમાં સાથ મળ્યો છે. આપણા તરુણ કલાકારોને દૂર દૂર પ્રદેશોમાં ચિત્રાલયોમાં સ્થાન અને કીર્તિ મળ્યાં છે અને આપણા તરુણ કુમારકુમારીઓમાં કલાના વિવિધ પ્રકારોને ખીલવવાની અજબ તમન્ના જાગી દેખાય છે. શહેરોમાં અને ગામડાંઓમાં નાટ્ય, નૃત્ય, ચિત્ર, ચિત્રપટ એ દરેક કલામાં રસ જાગ્યો છે; અને દરેક કલાનાં પ્રસંગોપાત પ્રદર્શનો પણ યોજાય છે. એ પ્રસંગે દેશના કલા-

કારોનો પરિચય, કલાચર્ચા, અને કલાકૃતિઓનો આદર પણ થતો દેખાય છે. ગુજરાતી જનતામાં ગુજરાતી કલાકાર એ એક આદરપાત્ર વ્યક્તિનું સ્થાન ભોગવવા લાગ્યો છે, અને સામાન્ય જનસમૂહમાં તેની કૃતિઓની છાપેલી પ્રતો ઠેર ઠેર ભીંતો પર સ્થાન પામતી જોય છે. આ એક એવી નક્કર હકીકત છે કે તેને પ્રજાની સહૃદયતાની સાચી નિશાની તરીકે ગણી શકાય. આપણે ઇચ્છીશું કે ગુજરાતની કલાનો, ગુજરાતી સંસ્કારિતાનો, ગુજરાતની અસ્મિતાનો એકેએક કલાકાર પ્રતિનિધિ બની પ્રત્યેક રાજતંત્રમાં, પ્રત્યેક સંસ્થામાં અને પ્રત્યેક ઉદ્યોગકેન્દ્રમાં મુખ્ય પદે વિરાજી ગુજરાતનું નવયુગવિધાન કરનારો સમર્થ સેનાની બની રહે અને કળાની રોશનીથી સંસારના બધા વ્યવહારોમાં નવીન દીપ્તિ, નવું સૌજન્ય અને નવીન પ્રતિભા પ્રકટાવી મનુષ્યમાત્રને જીવનના ઉલ્લાસ અને પ્રેરણા યથેષ્ટ ભોગવતા કરે.

# આપણું વિજ્ઞાનસાહિત્ય અને વૈજ્ઞાનિકો

વ્યાખ્યાતા : શ્રી ભોગીલાલ પટવા
પ્રમુખ, વિજ્ઞાનવિભાગ

સાહિત્ય પરિષદનો વિજ્ઞાનવિભાગ અમદાવાદના સંમેલન ૧૯૨૦થી શરૂ થયો. ત્યાર પછી ૧૯૨૮માં નડિયાદમાં, ૧૯૩૪માં ભાવનગરમાં ૧૯૩૬માં અમદાવાદમાં અને ૧૯૪૧માં અંધેરીમાં વિજ્ઞાનવિભાગ રાખવામાં આવ્યો હતો. એ રીતે સાહિત્ય પરિષદ સંમેલનોમાં કુલ પાંચ વાર વિજ્ઞાનવિભાગ રાખવામાં આવ્યો હતો. અધ્યાપકો, પ્રો. સાંકળચંદ જે. શાહ, ડૉ. કાંતિલાલ પંડ્યા, ડૉ. કુંવરજી નાયક, શ્રી. પોપટલાલ શાહ અને ડૉ. ભાઈલાલ પટેલ જેવા યુનિવર્સિટીની વિજ્ઞાનની ઉચ્ચ પદવીઓ ધરાવતા ગુજરાતના નામાંકિત વિદ્વાનો કે જેઓએ આખું જીવન વિજ્ઞાનના ઉચ્ચ અભ્યાસમાં જ ગાળેલું એવા વૈજ્ઞાનિકોની રાહબરીનો આ પરિષદને લાભ મળ્યો છે. ફક્ત આ વખતે જ મારા જેવા એક વૈજ્ઞાનિક નહિ પણ માત્ર શોખપ્રેરિત વિજ્ઞાનપ્રેમીને આ પદ પર લાવી બેસાડવામાં આવ્યો છે. ઉપરના ગૃહસ્થોની તુલનામાં તેટલા પૂરતો હું નબળો જણાઉં તો દરગુજર કરશો. પણ વિજ્ઞાનને સેવા આપવાની મારી ધગશ જરા પણ ઓછી નથી, અને તેથી જ પ્રેરાઈને મેં આ પદ એક સૈનિક તરીકે માનસિક સંકોચ સાથે સ્વીકાર્યું છે.

## (૧) પરિષદ અને વિજ્ઞાનવિભાગ

૧૯૦૫ થી, એટલે કે પરિષદની શરૂઆતથી તે વખતના તેના સુકાનીઓએ વિજ્ઞાનવિભાગની જરૂર સ્વીકારી હતી એમ સ્વ. શ્રી. રણ-જિતરામભાઈ, સ્વ. સર રમણભાઈ નીલકંઠ, સ્વ. શ્રી. ગોવર્ધનરામભાઈ

વગેરેનાં ભાષણો જોતાં માલૂમ પડે છે. શ્રી. કૃષ્ણલાલ ઝવેરીએ તો વિદ્યાહુન્નરના સાહિત્ય પર એક જુસ્સાદાર નિબંધ લખીને વિજ્ઞાન-સાહિત્યના પ્રચાર માટે ખાસ લક્ષ ખેંચ્યું હતું. ૧૯૦૭માં મુંબઈની બીજી પરિષદમાં પણ પ્રમુખ સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પણ પોતાના ભાષણમાં વિજ્ઞાનસાહિત્યના વિકાસ માટે ખાસ સૂચનો કર્યાં હતાં અને સ્વ. શ્રી. ચંદ્રશંકર પંડ્યાએ "વિજ્ઞાનના અભ્યાસની આવશ્યકતા અને તેનાં સાધનોનો વિચાર" ઉપર બહુ જ સુંદર નિબંધ વાંચ્યો હતો. ૧૯૧૦ની રાજકોટની ત્રીજી પરિષદમાં જુદો વિજ્ઞાનવિભાગ યોજીને નિબંધવાચનો થયાં હતાં. સ્વ. અંબાલાલ સાકરલાલે પ્રમુખ-પદેથી ખાસ ભારપૂર્વક જણાવ્યું હતું કે "છેક ગરીબમાં ગરીબ સ્ત્રીપુરુષને પણ ગણિતના સંસ્કાર તથા સામાન્ય વિજ્ઞાનનું જ્ઞાન મળવું આવશ્યક છે." આમ પરિષદના આગેવાનોએ વિજ્ઞાનની અગત્ય સ્પષ્ટ રીતે સૂચવી હતી, અને પરિષદે ઠરાવ કરેલો કે પરિષદનું ખર્ચ જતાં જે રકમ બાકી રહે તે વિજ્ઞાન, ગણિત વગેરે વિષયોનાં વ્યાખ્યાનોની છપામણી તથા તેને અંગે જરૂરી ચિત્રોને માટે વાપરવી.

૧૯૧૨માં વડોદરામાં ભરાયેલી ચોથી પરિષદના પ્રમુખ સ્વ. દી. બા. રણછોડભાઈએ પોતાના ભાષણમાં, તે વખત સુધીમાં પ્રસિદ્ધ થયેલાં વિજ્ઞાનનાં પુસ્તકોની સમાલોચના કરી હતી. સ્વ. વિજયલાલ ધ્રુવે તો ગુજરાતની ભૂસ્તરપરિસ્થિતિના નકશા સાથેનો સૃષ્ટિસૌંદર્ય પરનો એક રસિક અને વિદ્વત્તાભર્યો નિબંધ વાંચી વિજ્ઞાન કેમ લોકપ્રિય થાય તેનું દૃષ્ટાંત આપ્યું હતું.

૧૯૧૫માં સુરતમાં ભરાયેલી પાંચમી પરિષદમાં સ્વ. નરસિંહરાવે પ્રમુખપદેથી "વિજ્ઞાનસાહિત્યનો ખંડ ખાલી છે" એમ ફરિયાદ કરી હતી. પરિષદના ઠરાવમાં પણ વિજ્ઞાનસાહિત્ય, કોષ અને ભાષણો પ્રગટ કરવા ઉપર ખાસ લક્ષ ખેંચ્યું હતું.

આમ લગભગ પંદર વર્ષમાં ભરાયેલી પાંચે પરિષદોને અંતે ૧૯૨૦માં અમદાવાદમાં છઠ્ઠી પરિષદમાં તેના સંચાલકોએ જુદા વિભાગ યોજ્યા, અને પહેલી જ વાર વિજ્ઞાનવિભાગ પોતાના જ અધ્યક્ષ સ્વ. ત્રિભુવનદાસ ગજ્જરના શિષ્ય શ્રી. સાંકળચંદ જેઠાલાલ શાહની

દોરવણી નીચે શરૂ થયો. તેમાં સ્વ. વિજયલાલ ધ્રુવનો 'વિજ્ઞાન અને કલા' તથા શ્રી. કલ્યાણરાય જોષીનો 'વિજ્ઞાનની પરિભાષા' એ બે ખાસ અગત્યના નિબંધો વંચાયા હતા. વિજ્ઞાનસાહિત્યના ઉત્તેજનાર્થે વિજ્ઞાન સમિતિ સ્થપાઈ હતી, જેના પ્રથમ મંત્રી શ્રી. પ્રીતમરાય દેસાઈ હતા. સમિતિને સ્વ. દોલતરામ કાશીરામ પંડ્યાના ટ્રસ્ટીઓ તરફથી રૂ. ૧૦૦૦) શ્રી. પોપટલાલ શાહની સૂચનાથી મળેલા. તેનો ઉપયોગ પ્રાથમિક શાળાના શિક્ષકો માટે વિજ્ઞાનના વિષય પર લોકપ્રિય ભાષણો કરાવી તે છપાવીને 'ગુજરાત શાળાપત્ર' મારફતે પ્રચાર કરવામાં થયો હતો. આ પ્રમાણે વનસ્પતિશાસ્ત્ર, આરોગ્ય, ખગોળ-શાસ્ત્ર, શરીરશાસ્ત્ર વગેરે વિષયો પર સમિતિએ મુંબઈમાં સાત, અમદાવાદમાં બાર અને વડોદરામાં બે ભાષણો ગોઠવ્યાં હતાં. આ ભાષણો પારિભાષિક શબ્દોની યાદી સાથે ૧૯૨૪માં છપાવીને પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં.

૧૯૨૪માં ભાવનગરમાં સાતમી પરિષદ મળી હતી, ત્યારે વિજ્ઞાન-વિભાગના પ્રમુખ ડૉ. કાંતિલાલ પંડ્યા હતા. તેમણે વિજ્ઞાનસાહિત્યના સંબંધમાં ઘણી સંગીન સૂચનાઓ કરી હતી. સાત સભ્યોની વિજ્ઞાન સમિતિ સાથે બીજા ચોત્રીસ સભ્યોનું સલાહકાર મંડળ નીમવામાં આવેલું; પણ તે પછી કશું કામ થયાનું જાણવામાં આવ્યું નથી. આઠમી મુંબઈની પરિષદમાં વિજ્ઞાનની હસ્તી જ તદ્દન વીસરી જવામાં આવી હતી. પણ વિજ્ઞાનપ્રેમીઓ ડૉ. કુંવરજી નાયકે 'રસાયણશાસ્ત્રની સેવા' તથા સ્વ. વિજયલાલ ધ્રુવે 'સાહિત્ય ને કળાના ક્ષેત્રમાં વિજ્ઞાનનો હક્ક' એ નિબંધો રજૂ કરી તેમની કાયમની વિજ્ઞાન માટેની ધગશ નોંધાવી હતી.

તે બાદ ૧૯૨૮માં નડિયાદ મુકામે નવમી પરિષદમાં પાછો વિજ્ઞાનવિભાગ ડૉ. કુંવરજી નાયકના પ્રમુખપણા નીચે સજીવન થયો હતો. તેમણે "ક્યાં તો પરિષદે વિજ્ઞાનવિભાગ તરફ પૂરતું લક્ષ આપી એને કેળવવા અથાગ પરિશ્રમ આદરવો જોઈએ અથવા સાહિત્ય પરિષદ તેને સાવકું બચ્ચું ગણતી હોય તો તે વિભાગ કાઢી જ નાંખવો જોઈએ." એવાં સખ્ત વચનોમાં પોતાનો રોષ ઠાલવ્યો હતો. દસમી 'બંધારણ પરિષદ' નડિયાદમાં જ ૧૯૩૧ માં મળી હતી. બંધારણમાં તો વિજ્ઞાનને તદ્દન જ વિસારી દેવામાં આવ્યું છે.

પરિણામે અગિયારમી પરિષદમાં તો લાઠી મુકામે વિજ્ઞાનસાહિત્ય તદ્દન વિસારે પડ્યું હતું.

અમદાવાદમાં ૧૯૩૬ માં બારમી પરિષદ વખતે વિજ્ઞાનવિભાગને મંત્રીપદે મને નીમવામાં આવેલો, અને પ્રમુખ તરીકે આપણા વિજ્ઞાનસાહિત્યની ધગશવાળા શ્રી. પોપટલાલ શાહને બોલાવ્યા હતા. વિજ્ઞાનવિભાગની જુદી બેઠકમાં ત્રીસ વિજ્ઞાનપ્રેમીઓ હાજર હતા: ત્રણ સરસ નિબંધો રજૂ થયા હતા. કેટલીક ચર્ચા અને સૂચનાઓ બાદ વિજ્ઞાનસાહિત્ય અંગે નીચેના સાત પ્રકારનાં કામો કરવાં યોગ્ય છે તેમ લાગેલું—

(૧) વૈજ્ઞાનિક કોષ. (૨) ગુજરાતી ભાષા દ્વારા સ્કૂલો-કોલેજોમાં વિજ્ઞાનશિક્ષણને સ્થાન. (૩) વિજ્ઞાનના લેખકો અને પ્રકાશનસંસ્થાઓ વચ્ચે સહકાર. (૪) ભાષણો, લેખો અને પ્રદર્શનો દ્વારા વિજ્ઞાનસાહિત્યનો પ્રચાર (૫) છપાઈ ગયેલા વિજ્ઞાનવિષયક ઉત્તમ લેખોની યાદી અને તેમનું પુનઃપ્રકાશન. (૬) વિજ્ઞાન લેખકોની યાદી અને (૭) વિજ્ઞાનનું માસિક ચલાવવા સંબંધી વિચાર.

ઉપર મુજબનું કામ ચાલુ રાખવા અઢાર સભ્યોની વિજ્ઞાન સમિતિ નીમવાની ભલામણ પરિષદે સ્વીકારી હતી. પરિષદ સંમેલન પૂરું થયા પછી પ્રમુખ અને મંત્રીએ ત્રણચાર પરિપત્રો સમિતિના સભ્યોને લખ્યાં હતાં અને વૈજ્ઞાનિક પારિભાષિક કોષનું કામ ઉપાડ્યું હતું. બને તેટલી તજવીજ કરી એક શબ્દસંગ્રહ પ્રાથમિક અભિપ્રાય અર્થે પ્રમુખ તથા મંત્રીએ તૈયાર કર્યો હતો; પણ તે છપાવવા કે તેના કામમાં મદદ કરવા પણ પરિષદે અશક્તિ બતાવી હતી. છેવટે ફાર્બસ સભાના સૌજન્યથી તેના ત્રિમાસિકના વધારા તરીકે તે અઠ્ઠાસી પાનાંનો સંગ્રહ છપાવી વૈજ્ઞાનિકો તથા સમિતિના સભ્યોને સુધારાવધારા તથા સૂચના માટે મોકલ્યો હતો. તેમાં ક્યા સિદ્ધાંતો પર તે લખાયો છે તે સ્પષ્ટ કર્યું હતું. આખરે તે શબ્દસંગ્રહમાં બની શક્યા તેટલા જરૂરી ફેરફારો અને વધારા સાથે બે વર્ષની સતત મહેનત પછી આવું જ કામ વિદ્યાપીઠે ઉપાડેલ હોવાથી શબ્દસંગ્રહની પ્રેસકોપી વિદ્યાપીઠના કાર્યકર્તાઓને ઉપયોગ માટે મોકલી આપી હતી. તેમણે પણ તે કામ

શરૂ કર્યું હતું; પણ હજી પણ વિષમ સંજોગોને કારણે તે કાર્ય અધૂરું રહ્યું છે.

કરાંચીમાં તો વિજ્ઞાનવિભાગ જ ન હતો રખાયો, જ્યારે ૧૯૪૧ ના અંધેરી સંમેલનમાં ડૉ. ભાઈલાલ પટેલના અધ્યક્ષપણા નીચે વિજ્ઞાન-વિભાગ રખાયો હતો; પણ તેમાં પ્રમુખના ભાષણ સિવાય અન્ય કાંઈ કાર્ય થયું જણાતું નથી.

આ ટૂંકા અહેવાલ પરથી જણાશે કે પરિષદનાં અમદાવાદનાં બે સંમેલનો સિવાય બીજી જગાએ નોંધપાત્ર કશું કામ વિજ્ઞાનવિભાગમાં થયું નથી. જોકે વિજ્ઞાનસાહિત્યની અગત્ય અને તેના પ્રકાશનની જરૂર તો સબળે સ્વીકારવામાં આવે છે, તોપણ તેને કશા પ્રકારની મદદ મળી શકી નથી. શ્રી. પોપટલાલ શાહ આ કામ માટે ઘણો શ્રમ અને પ્રયત્નો કરી રહ્યા છે; અને આશા છે કે તેમના પ્રયત્નોનાં ફળ, મોડાં-વહેલાં પણ, પરિષદ દ્વારા આપણને મળશે જ અને ડૉ. નાયકના તીખા શબ્દો ફરીથી સાંભળવાની ફરજ આપણને પડશે નહિ. બીજું કંઈ નહિ તો વિજ્ઞાનવિભાગના પાંચ પ્રમુખોનાં ભાષણો ખરેખર ગુજરાતી સાહિત્યમાં એક અપૂર્વ ફાળો છે અને વિજ્ઞાનપ્રેમીની ધગશ અને લાગણીનો અચૂક પુરાવો છે. હવે આ તરફ આપણે આશા રાખી શકીએ કે સાહિત્ય પરિષદ વિજ્ઞાન-વિભાગને કાયમનું સ્થાન આપે.

વૈજ્ઞાનિક સાહિત્યલેખકોને અત્યારના જમાનામાં નફો કે કીર્તિ આપણે ત્યાં પ્રાપ્ત થતાં નથી, અને ઘણા લેખકો ઇચ્છા અને શક્તિ હોવા છતાં આ સંજોગોમાં સાહિત્ય બહાર પાડી શકતા નથી. આમ છતાં વૈજ્ઞાનિકોએ સમજવું જોઈએ કે આ પ્રતિકૂળતાની સામે થવા માટે પણ પોતાની જોખમદારી ઓછી નથી. માત્ર નફો મેળવવાની દૃષ્ટિએ નહિ પણ વિજ્ઞાન તરફના પ્રેમથી તેને લોકપ્રિય કરવા માટે જ અને તેની ભૂખ લોકોમાં ઉઘાડવાની દૃષ્ટિએ જ ખાસ મહેનત લઈને પુસ્તકો લખવાં જોઈએ. આ હેતુ જો સફળ થાય તો તે કંઈ ઓછા હર્ષની વાત નથી. પરિષદે પણ આ દૃષ્ટિએ વિજ્ઞાન સમિતિને સહકાર આપવો જોઈએ. પહેલાં કરતાં હવે તો સમય વધારે અનુકૂળ છે, અને વૈજ્ઞાનિક સાહિત્યને

ઉત્તેજન મળશે તો નજીકના ભવિષ્યમાં આપણે એવો વખત લાવી શકીશું કે આપણા યુવકો નવરાશનો વખત ફક્ત સિનેમાનાં રૂપધરો અને ફિલ્મની વાતોમાં જ ન ગાળતાં સિનેમા કે રેડિયોની વૈજ્ઞાનિક રચનામાં પણ રસ લેતા થાય. ટૂંકમાં એક પ્રકારનું વૈજ્ઞાનિક વાતાવરણ ઊભું થાય.

વિજ્ઞાનનો અભ્યાસ હાલમાં વધવા માંડ્યો છે. નવયુવક સ્નાતકો અને અધ્યાપકો વિજ્ઞાનમાં રસ લે છે, અને હાલમાં અધ્યાપકોમાં કેટલાક એવા પ્રાણવાન વૈજ્ઞાનિકો છે કે જેમનામાં પોતાના વિષય માટે ધગશ અને પ્રેમ છે. આવા વિદ્વાનોનો સહકાર મેળવી શકીએ તો વિજ્ઞાનવિભાગ પણ સમૃદ્ધ થવા પામે.

## (૨) વિજ્ઞાનકોષ

છેલ્લાં દસ વર્ષમાં વિજ્ઞાનનો અભ્યાસ શાળાઓમાં પ્રચાર પામ્યો છે. ગુજરાતી ભાષામાં સંખ્યાબંધ પાઠ્યપુસ્તકો શાળાઓના અભ્યાસક્રમને અનુસરી બહાર પડ્યાં છે. એટલે આ દસકામાં પાઠ્યપુસ્તકોની દૃષ્ટિએ તો પૂરી પ્રગતિ થઈ છે એમ કહેવાય. વૈજ્ઞાનિક શબ્દકોષની મોટી ઊણપ પૂરી પાડવાને સાધનો પ્રાપ્ત થઈ શકે એમ છે. ઘણાખરા લેખકો હવે તો તેમનાં પુસ્તકોના અંતમાં તેમાં વપરાયેલા પારિભાષિક શબ્દો અને તેના ગુજરાતી પર્યાયો આપે છે. વડોદરા રાજ્યે પણ પોતાનો શબ્દકોષ પ્રસિદ્ધ કર્યો છે. મરાઠી અને હિંદી ભાષામાં પણ તેવા શબ્દકોષો છે. વિજ્ઞાન સમિતિએ પણ લગભગ ચાર હજાર શબ્દોનો સંગ્રહ કર્યો છે. આ બધા સંગ્રહો પરથી જે કોષ વિદ્યાપીઠ તૈયાર કરી રહી છે તેમાં ખાસ સૂચના એ કરવાની છે કે અંગ્રેજી એક શબ્દ માટે ગુજરાતીમાં જ્યાં જ્યાં એકથી વધુ પર્યાયો આપેલા હોય તેમાંથી યોગ્ય શબ્દ પસંદ કરીને તે શબ્દ સર્વમાન્ય થાય તે માટે તેને વધુ કાળા ટાઈપમાં છાપવો અથવા અંકિત કરવો. જુદી જુદી વિજ્ઞાનની શાખાઓમાં કેટલીક વાર એક જ શબ્દ જુદા જુદા અર્થમાં વપરાતો હોય તો કૌંસમાં તેની વિજ્ઞાનશાખા બતાવવી જોઈએ. જે શબ્દો જનતામાં લોકપ્રિય કે પ્રચલિત થઈ ગયા હોય તે ભલે ગ્રામ્ય કે પરભાષાના

હોય તોપણ રૂઢ તરીકે સ્વીકારવા જોઈએ. આ દૃષ્ટિએ જો શબ્દ-કોષ બહાર પાડવામાં આવે તો લેખકોની એક મોટી મુશ્કેલી દૂર થશે. જેવી રીતે વિદ્યાપીઠના ગુજરાતી ભાષાના કોષની જોડણી સર્વમાન્ય બની છે તેવી જ રીતે વિજ્ઞાનકોષની જોડણી સર્વમાન્ય બને તો વિજ્ઞાનપુસ્તકના પ્રકાશનમાં ઘણી સરળતા થાય.

## ( ૩ ) છેલ્લા દસકાનું આપણું વૈજ્ઞાનિક સાહિત્ય

વિજ્ઞાનનાં બધાં પુસ્તકોની સમાલોચના કરવાનું અત્રે શક્ય નથી. બધાં પુસ્તકોની યાદી પણ ઉપલબ્ધ નથી. શ્રી. પોપટલાલ શાહે તેમના ભાષણમાં ૧૯૩૪ સુધીનાં વિજ્ઞાનવિષયક પુસ્તકોની સમાલોચના કરી છે. એટલે હવે ત્યાર પછીથી અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોનું અવલોકન કરીશું તો તે પૂરતું ગણાશે. આ ગાળામાં લગભગ સો પુસ્તકો વિજ્ઞાનસાહિત્ય પર બહાર પડ્યાં છે. તેમ જ બાળસાહિત્ય વિભાગમાં પણ તેટલી જ સંખ્યામાં વિજ્ઞાન સાથે સંબંધ ધરાવતી પુસ્તિકાઓ લખાઈ છે. આ સાહિત્યમાંથી તેમના ગુણની દૃષ્ટિએ નોંધપાત્ર તો વીસેક પુસ્તકો જ છે. સૌથી વધુ તેંતાળીસ પુસ્તકો વૈદકશાસ્ત્ર તથા જાતીય વિજ્ઞાનને લગતાં છે.

વૈદક : શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનો 'આયુર્વેદનો ઇતિહાસ' એક અપૂર્વ મૌલિક ગ્રંથ છે. આયુર્વેદ વિદ્યાલયોમાં તો તે પાઠ્ય પુસ્તક થવું જોઈએ. વૈદક સાહિત્યમાં તો આ પુસ્તકનો ફાળો ઘણો મહત્ત્વનો છે. 'આપણો આહાર' એ પુસ્તક આપણે હવે જે પ્રશ્નની બિલકુલ અવગણના ન કરી શકીએ તે પ્રશ્નનો સારી રીતે ખ્યાલ આપતું ડૉ. કાન્તિલાલ પંડ્યાનું પુસ્તક છે. આ વિષય શાસ્ત્રીય દૃષ્ટિએ શ્રી. પોપટલાલ શાહે પણ ઉપાડી લીધો છે. તેનું પરિણામ ગુજરાતના આરોગ્ય-માટે આવકારલાયક થશે. ડૉ. ન. મૂ. શાહનું 'દૂધ' પરનું પુસ્તક પણ ખાસ નોંધપાત્ર છે. 'દૂધ અને ઘી' ઉપર ડૉ. હરિપ્રસાદે પણ સારો પ્રકાશ પાડ્યો છે. શ્રી દેસાઈભાઈ ના. દેસાઈ એક પ્રાસાદિક લેખક છે. તેમણે આપણને બે સુંદર પુસ્તકો, 'માનવદેહમંદિર' અને 'માનવીનું આરોગ્ય' આપ્યાં છે. તેમની શૈલી બહુ જ રસિક અને વેધક છે.

**ગુજરાતની વનસ્પતિ** ઉપર શ્રી. બાપાલાલ ગરબડદાસ વૈદ્યે આપેલાં ભાષણો પુસ્તિકારૂપે પ્રગટ થયાં છે. શ્રી. વૈદ્ય આ વિષયના ખાસ અભ્યાસી છે. એ જ વિષય પર તેમણે 'બુદ્ધિપ્રકાશ' અને 'પ્રકૃતિમંડળ'ના સામયિકમાં લેખો લખેલા છે. તેમણે સ્વ. જયકૃષ્ણ ઈંદ્રજી પાસે વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરી સ્વાનુભવથી આ વિષયમાં ઘણું જ્ઞાન મેળવ્યું છે. તેનો લાભ આપણને જરૂર આપશે એવી આશા રાખીએ. 'વનસ્પતિસૃષ્ટિ, ખંડ ૧ લો' નામનો એક હજાર પૃષ્ઠનો ગ્રંથ શ્રી. ગોકળદાસ બાંબડાઈએ ગુજરાતને આપ્યો છે અને એવા જ બીજા બે ગ્રંથો આપવાની તેમની ઇચ્છા છે. તેમણે પણ સ્વ. જયકૃષ્ણ ઈંદ્રજી પાસેથી પ્રેરણા મેળવેલી. પુસ્તક બહુ જ અભ્યાસપૂર્ણ અને સુંદર છે. લેખકે તેમાંથી દ્રવ્યપ્રાપ્તિની ઇચ્છા નહિ રાખતાં તે પડતર ભાવે વેચવાનું તથા પુસ્તકાલયોને ભેટ આપવાનું પરોપકારી કાર્ય કરી વૈજ્ઞાનિક સાહિત્ય તરફનો પોતાનો પ્રેમ પ્રદર્શિત કર્યો છે.

**પ્રાણીશાસ્ત્રમાં** પણ કેટલાંક ઉપયોગી અને સુંદર પુસ્તકો હાલ આપણને પ્રાપ્ત થયાં છે. 'આપણે આંગણે ઊડનારાં' એ ગુજરાતી સાહિત્યમાં ભાત પાડતું પુસ્તક છે. શ્રી. પરમાર અને વર્માએ 'જયવિજય'ના સંયુક્ત નામે 'ફૂલછાબ'માં લેખમાળા રૂપે આ પુસ્તક શરૂ કરેલું. આ જ વિષય પર શ્રી. હરિનારાયણ આચાર્ય એક સુંદર ગ્રંથ ગુજરાતને આપી શકે એમ છે. 'વનવગડાનાં વાસી'વાળી લેખમાળા 'કુમાર'માં આપી 'વનેચર' કેમ શાંત પડી ગયા છે? 'પ્રકૃતિમંડળ,' જેના તે પ્રાણ છે તે દ્વારા તેમનો થોડોક લાભ આપણને મળે છે. શ્રી. નરેંદ્ર બધેકાએ 'આપણાં પક્ષીઓ' નામની પુસ્તિકા લખી છે. શ્રી. મશરૂવાળાનું 'ઊધઈનું જીવન' ખાસ નોંધપાત્ર છે. શાળા–કૉલેજને ઉપયોગી છતાં સામાન્ય વાચકને પણ જ્ઞાન આપતું ડૉ. માધવજી મચ્છરનું 'જીવવિજ્ઞાન' એક અવકારલાયક ફાળો છે. યોગ્ય ચિત્રો સાથે ઝીણવટથી એ પુસ્તક સરળ ભાષામાં લખાયું છે અને તે વિષયના સાહિત્યમાં તે લગભગ અજોડ છે. ડૉ. બાળકૃષ્ણ પાઠકે આપણને 'જંતુશાસ્ત્ર' આપ્યું છે. બૅક્ટિરિયા સંબંધી સરસ શાસ્ત્રીય પદ્ધતિથી એક અભ્યાસીની દૃષ્ટિએ આ પુસ્તક લખાયું છે, અને એ રીતે તે બહુ ઉપયોગી છે.

ભૂગોળ, ભૂસ્તર અને ખગોળમાં પણ આપણને સારાં પુસ્તકો પ્રાપ્ત થયાં છે. પાઠ્યપુસ્તક તરીકેના સરકારી અભ્યાસક્રમથી બદ્ધ થઈને પુસ્તકો લખાય છે; પણ તે સિવાય પણ ડૉ. યશવંત નાયક તરફથી 'પૃથ્વીનો ઇતિહાસ' મળ્યો છે. ડૉ. નાયક આપણા ઉત્સાહી અને શક્તિશાળી વૈજ્ઞાનિક છે. તેમને વિજ્ઞાનની ધગશ છે અને પાઠ્ય-પુસ્તકો ઉપરાંત પણ તેમના તરફથી આપણને ઘણું સારું માર્ગદર્શક વૈજ્ઞાનિક સાહિત્ય મળશે એવી આશા નિષ્ફળ નહિ જાય. શ્રી. ભીમ-ભાઈ દેસાઈ અને શ્રી. મુકુંદ ઉનાકરે 'હવામાનશાસ્ત્ર અને ગુજરાતની આબોહવા' આપ્યું છે તે પણ આવકારપાત્ર છે. 'ગુજરાતનું પ્રાકૃતિક અને વ્યાપારિક ભૂગોળવિજ્ઞાન' પણ આ વિષયમાં એક પ્રાથમિક સારું પુસ્તક છે. શ્રી. અશોક હર્ષના 'માનવજીવનનો ઉષાકાળ'ની ખાસ નોંધ લેવી ઘટે છે. 'આકાશદર્શન' જેવું પુસ્તક સુધારાવધારા સાથે બીજી આવૃત્તિ પામ્યું છે તે તેની લોકપ્રિયતા દર્શાવે છે. તે જ વિષયમાં બીજું એક પુસ્તક 'મનુષ્ય અને નભમંડળ' શ્રી મણિલાલ ભોગીલાલ દેસાઈએ હાલમાં બહાર પાડ્યું છે તે ખુશી થવા જેવું છે. તેમાં તારાઓ વગેરેની સારી માહિતી આપે છે. પુસ્તક ઉપયોગી છે— જોકે ભાષા, છપાઈ અને ચોકસાઈ બાબતમાં તે ઘણા સુધારા માગે છે.

ખગોળના આકર ગ્રંથોની આપણા સાહિત્યમાં જે ઊણપ હતી તે, તે વિષયના નિષ્ણાત અને અભ્યાસી શ્રી હરિહર પ્રા. ભટ્ટે પૂરવાની હામ ભીડી છે. શ્રી. ભટ્ટનો ઉત્સાહ પોતાના વિષય માટે અપ્રતિમ છે. તેમનું એકલે હાથે ઉપાડેલું સાહસ ખાસ અભિનંદનીય છે. ખગોળ-ગણિતના પાંચ ભાગ તેમણે પ્રસિદ્ધ કર્યા છે. સમગ્ર હિંદમાં ઉપ-યોગી થાય તે દૃષ્ટિથી 'સૂર્યસારણી'નો વિભાગ હિંદીમાં પ્રગટ કર્યો છે. બાકીના ચાર ભાગ ચંદ્ર તથા ગ્રહગણિતના અનુકૂળતાએ બહાર પાડવાની તેમને ઉમેદ છે. એ રીતે ખગોળનું અપ્રતિમ ગણિત તથા સારણીઓ ગુજરાતને ચરણે અર્પણ કરવાની તેમની અભિલાષા છે. તેમનું એક પુસ્તક 'અખંડ ભૂમંડલીય સૂર્યગ્રહણ' શ્રી. છોટુભાઈ સુથારના સહકારથી લખેલું ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રકટ કરવાનું નક્કી કર્યું છે. શ્રી. છોટુભાઈ સુથારે કેટલાક સુંદર લેખો 'પ્રસ્થાન' તથા 'બુદ્ધિપ્રકાશ'માં તારકો સંબંધી લખ્યા છે.

**સામાન્ય વિજ્ઞાનનાં** પણ ચાર સરસ પુસ્તકો આપણને આ વર્ષમાં મળ્યાં છે. 'જીવન અને વિજ્ઞાન' શ્રી. ભાઈલાલ કોઠારી અને ડૉ. રમણીક ત્રિવેદી તરફથી પ્રગટ થયું છે. કૉલેજના પાઠ્યપુસ્તક તરીકે તે લખાયું છે; પણ ચર્ચેલા વિષયોનું સંક્ષિપ્ત અને સરળ નિરૂપણ જોતાં જનસમાજને પણ તે રસપ્રદ થઇ પડે તેવું છે. આ લેખકો વિજ્ઞાનના આધુનિક સિદ્ધાંતો પર સારું સાહિત્ય આપે એવી આશા રાખી શકાય. શ્રી. રેવાશંકર સોમપુરા એક સિદ્ધહસ્ત લેખક તરીકે જાણીતા થયા છે. સરળ ભાષા તેમ જ રોચક શૈલીમાં લખેલાં તેમનાં વિજ્ઞાનનાં પુસ્તકો 'વિજ્ઞાનવિકાસ' અને 'વિજ્ઞાનસૃષ્ટિ' લોકપ્રિય થઈ પડ્યાં છે. તેમણે આપણને બે વધુ પુસ્તકો 'ભારતના વિજ્ઞાનીઓ' અને 'વિજ્ઞાનની વાટે' આપ્યાં છે. આ બંને ઉત્સાહપ્રેરક અને વિજ્ઞાનમાં પ્રેમ ઉત્પન્ન કરનારાં પુસ્તકો છે. શ્રી. સોમપુરા જેવા સરળ અને ભાવવાહી થોડા લેખકો વિજ્ઞાનસાહિત્યને માટે આપણને મળશે તો વિજ્ઞાનસાહિત્યના વિકાસનો વેગ જરૂર વધશે. વૈજ્ઞાનિક શબ્દસંગ્રહનો કાચો ખરડો શ્રી. પોપટલાલ શાહ તરફથી લખાયો છે તે ગુજરાતીમાં એક સત્તાવાર શબ્દકોષ બહાર પડે ત્યાં સુધી વિજ્ઞાનના લેખકોને મદદરૂપ બનશે.

**સંસ્થાઓ**

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ૧૯૩૭માં શ્રી. પ્રો. વીરમિત્ર દીવેટિયાએ 'વિજ્ઞાન અને જીવનસ્વાતંત્ર્ય' એ વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું. તેમાં તેમનું વિજ્ઞાનનું અગાધ જ્ઞાન, તેનો તત્ત્વજ્ઞાન સાથેનો સંબંધ, વૈજ્ઞાનિકોની જીવન પર દૃષ્ટિ અને મનુષ્યનું વ્યક્તિગત સ્વાતંત્ર્ય એ વિષયો પર આધુનિક વૈજ્ઞાનિકો ઐનસ્ટીન, મૅક્સ પ્લન્ક વગેરેના અભિપ્રાયોનું વિદ્વત્તાપૂર્વક નિરૂપણ કર્યું હતું. સાહિત્યની પ્રતિષ્ઠિત સંસ્થાઓમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું સ્થાન અનોખું છે. તેની પાસે સાધન, વ્યવસ્થાશક્તિ, કાર્યકર્તાઓની પણ અનુકૂળતાઓ છે. લગભગ ચાળીસ પુસ્તકો આ સંસ્થાએ વિજ્ઞાન પર પ્રગટ કર્યાં છે. હુન્નરઉદ્યોગવિષયક વિજ્ઞાનસાહિત્ય બહાર પાડવા માટે તેને પાંચ ટ્રસ્ટફંડો મળેલા છે. ઉપરાંત લેખકોને તે ઉત્તેજન આપે છે. જનતાના લાભાર્થે લોકપ્રિય વ્યાખ્યાનમાળાઓ પણ તે યોજે છે. તે દ્વારા તેણે ધરતીકંપ, રેડિયો, ચિત્તશાસ્ત્ર, ગુજરાતી

વનસ્પતિઓ તથા ખગોળ વિષે વ્યાખ્યાનો અપાવ્યાં છે. પણ વિજ્ઞાન માટે ખાસ એક સમિતિ નીમી તે દ્વારા આવાં પસ્તકો છપાવે તો તે આવકારલાયક છે.

ગુજરાત સાહિત્ય સભા દ્વારા પણ મેં થોડાંક ભાષણો, ચલચિત્રો, રેડિયો, શિક્ષણશાસ્ત્ર, શિક્ષણ અને સાહિત્ય, વગેરે પર ગોઠવ્યાં હતાં. તેના ઉપપ્રમુખ ડૉ. હરિપ્રસાદ પણ વિજ્ઞાનરસિક હોઈ નાની પુસ્તિકાઓ આવારનવાર લખતા રહેતા છે.

વડોદરા રાજ્ય સયાજી સાહિત્યમાળા અને બાળજ્ઞાનમાળા કાઢે છે તે દ્વારા પણ વિજ્ઞાનનું સાહિત્ય ઠીક પ્રમાણમાં બહાર પડે છે. તેના તરફથી ત્રણસો ને સિત્તેર પુસ્તકો છપાયાં છે; એમાંથી સિત્તોતેર વિજ્ઞાન સંબંધી છે. છેલ્લાં દશ વર્ષમાં તેની ભાષા અને શૈલી સરળ અને લોકભોગ્ય થતી જાય છે તે આનંદની વાત છે. વડોદરા રાજ્યમાં શ્રી. ભાનુસુખરામ મહેતા, કલ્યાણરાય જોષી, ભરતરામ મહેતા, સુરેન્દ્ર ધારેખાન, રેવાશંકર સોમપુરા, ભાઈલાલ કોઠારી, ડૉ. રમણીક ત્રિવેદી વગેરે અનેક વિજ્ઞાનપ્રેમીઓ છે. તેથી વિજ્ઞાનસાહિત્યને રાજ્યનો જેટલો સહકાર અને મદદ મળે તેટલું તે વધુ ખીલશે એમ આશા રાખી શકાય, ના. ગાયકવાડ સરકારે ૧૯૪૨માં ઇંડિયન સાયન્સ કોંગ્રેસને તેની સ્થાપના પછી અઠ્ઠાવીસ વર્ષે પહેલી જ વાર વડોદરામાં નોતરી ગુજરાતનું ગૌરવ વધાર્યું છે. સદ્‌ભાગ્યે તે કોન્ફરન્સના પ્રમુખ પણ શ્રી. ડી. એન. વાડિયા એક પારસી ગુજરાતી ભૂસ્તરશાસ્ત્રી હતા. શ્રીમંત સરકારનો વિજ્ઞાન અંગેનો આ પ્રેમ આપણને ઉત્સાહ પ્રેરે તેવો છે. આ રીતે તેમણે વિજ્ઞાનને જે વેગ આપ્યો છે તે માટે આપણે તેમના ઋણી છીએ.

ફાર્બસ ગુજરાતી સભાએ પણ ત્રણચાર પુસ્તકો વિજ્ઞાનસાહિત્ય પર લખાવ્યાં છે. મુંબઈમાં બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળાને અંગે પણ આ દિશામાં થોડુંક કામ થયેલું છે.

**સામયિકો**

ગુજરાતમાં સદ્‌ભાગ્યે હાલમાં વૈજ્ઞાનિક સંશોધનનાં બે સામયિકો ચાલે છે; ગુજરાત સંશોધન મંડળનું 'જર્નલ' અને ગુજરાત પ્રકૃતિ-

મંડળનું 'પ્રકૃતિ.' પહેલી સંસ્થા વધુ લાગવગવાળી છે. અને છેલ્લાં આઠ વર્ષોથી હસ્તી ધરાવે છે. તેનું 'જર્નલ' છેલ્લાં પાંચ વર્ષથી ચાલે છે. તેમાં ગુજરાતના શોધખોળના વિષયો પર મૌલિક લેખો આવે છે. તેના તંત્રીમંડળમાં અભ્યાસી વિદ્વાનો જોડાયા છે અને પ્રમુખ ના. ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દીવેટિયા છે. શ્રી. પોપટલાલ શાહ તેના પ્રાણ છે. ગુજરાતનું ભૂસ્તિર, માનવવંશ દૃષ્ટિએ ગુજરાતની વસ્તીની તપાસ, તેના ખોરાકનું પૃથક્કરણ, તેની શારીરિક સંપત્તિ, પુરાતત્ત્વવિદ્યા વગેરે પર બહુ મનનીય લેખો-ઘણા અંગ્રેજીમાં અને થોડા ગુજરાતીમાં-આ જર્નલમાં પ્રસિદ્ધ થાય છે. આમ ગુજરાતની એક મોટી ખોટ આ જર્નલે પૂરી પાડી છે. પ્રકૃતિમંડળ શ્રી. હરિનારાયણ આચાર્યની પ્રકૃતિવિદ્યાની લાંબા સમયની અનન્ય ભક્તિનું પરિણામ છે. 'પ્રકૃતિ' છેલ્લાં બે જ વર્ષથી પ્રગટ થાય છે. ગુજરાતનાં પક્ષીઓ, પ્રાણીઓ, વનસ્પતિઓ, પ્રવાસો, ભૂસ્તર વિષે ચર્ચાઓ વગેરે એમાં પ્રસિદ્ધ થાય છે. આ મંડળે એક સંગ્રહસ્થાન પણ નાના પાયા પર યોજ્યું છે. વનસ્પતિના ખાસ અભ્યાસી અને ધૂની શ્રી. વલ્લભરામ વૈદ્યે ઘણાં વર્ષની શોધખોળના આધારે જે અપ્રાપ્ય નમૂના એકઠા કર્યા છે તેની માહિતી પણ બહુ થોડાને છે. તેમના નમૂના જામનગરના સંગ્રહસ્થાનમાં છે. આ મંડળો ગુજરાતની વધુ સેવા કરે એવી આપણી અભિલાષા છે.

## (૪) ગુજરાતના સદ્‌ગત વિજ્ઞાનવેત્તાઓ

ગુજરાતની વિજ્ઞાનવિમુખતા વખતે તે દૂર કરવા ભગીરથ પ્રયાસો આદરનાર કેટલીક વ્યક્તિઓ, જેનું ગુજરાત હંમેશા ઋણી રહેશે તેમનું પુણ્યસ્મરણ કરવું અત્રે અસ્થાને નહિ જ ગણાય. સ્વ. ત્રિભુવનદાસ ગજ્જરે તો ગુજરાતમાં ઘણા વિજ્ઞાનવેત્તાઓ પેદા કર્યા છે. તેમની ખોટ તો અણપુરાયેલી જ રહી છે. પણ છેલ્લા દાયકામાં યે આપણને ઓછી ખોટ નથી પડી. સ્વ. ગિજુભાઈ બધેકાની શિક્ષણ-સાહિત્યની સેવાથી કોણ અજાણ્યું છે? મોંટેસરી પદ્ધતિને યોગ્ય ફેરફારો સાથે ગુજરાતને અનુકૂળ કરી સ્વતંત્ર બાલમાનસ કેળવવામાં એમની સેવા અજોડ છે. સ્વ. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ તો વિજ્ઞાન-દેવીના ભક્ત હતા. દર વર્ષે અમદાવાદ આવે ત્યારે કંઈક ને કંઈક

વિજ્ઞાનનો પ્રસાદ ધરતા જે જાય. તેમનો અભ્યાસ વિવિધરંગી હતો. અધ્યાપક સ્વ. પ્રો. જયશંકર ત્રિવેદીએ ગુજરાતના ઉત્કર્ષ અને વિજ્ઞાનના ફેલાવા માટે જે કાર્ય કર્યું છે તે બધાથી તો આપણે ભાગ્યે જ પરિચિત હઈશું. કેટલા યે વિજ્ઞાનીઓને તેમણે સહાય આપી છે. આણંદનું ખેતીવાડી ઈન્સ્ટીટયુટ તેમનું હંમેશનું સ્મરણ રાખશે. સ્વ. લલ્લુભાઈ શામળદાસ પણ સાહિત્યપ્રેમી વિજ્ઞાનવેત્તા હતા. સ્વ. મોતીભાઈ અલમૌલા પણ વિજ્ઞાનસેવક હતા. હંમેશાં નાની પુસ્તિકાઓ કે લેખો દ્વારા વિજ્ઞાનને લોકપ્રિય બનાવવા પ્રયત્નો કરતા. સ્વ. પ્રો. સ્વામીનારાયણ એક પ્રભાવશાળી ગણિતશાસ્ત્રી હતા. તે વિષયમાં તેમની બરાબરી કરી શકે તેવા વિરલ જ હશે. ઉચ્ચ ગણિતમાં તેમણે મૌલિક શોધો કરી હતી. આવા વિજ્ઞાનવેત્તાને ગુમાવતાં ગુજરાત વધુ દીન બન્યું છે. માત્ર હવેના નવયુવકો જ તેમની ખોટ પૂરી શકે.

### ગુજરાતમાં વિજ્ઞાનની પ્રગતિ

યુરોપ–અમેરિકામાં વિજ્ઞાન દરેક શાખામાં વિકાસ કરી રહ્યું છે. એ તો આપણને સુવિદિત છે. મેક્સ પ્લાન્ક, રૂથરફોર્ડ, બ્હોર, હેન્સબર્ગ, ડીરેક, સ્કોરિન્જર, ઐનસ્ટીન, હક્સલી, હેલ્ડેઈન વગેરે જગવિખ્યાત વિજ્ઞાનવેત્તાઓની શોધખોળો આગળ આપણું મસ્તક નમે છે. હિંદુસ્તાનમાં બીજા પ્રાંતોની સરખામણીમાં ગુજરાત વિજ્ઞાનના પ્રદેશમાં ઘણું પાછળ છે તે આપણે દિલગીરી સાથે સ્વીકારવું રહ્યું.

સ્વ. જગદીશ બોઝ, આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય, સર સી. વી. રામન, શ્રી. રાધાકૃષ્ણન, એમ. એન. સહા, પી. એન. ઘોષ, એસ. કે. મિત્ર, એસ. એન. બોઝ, બી. બી. રોય અને સ્વ. જસ્ટીસ સર શાહમહમદ સુલેમાન જેવા નામાંકિત વૈજ્ઞાનિકો અને તત્ત્વવેત્તાઓની જોડમાં ગણાવી શકાય એવો એક પણ વિજ્ઞાની આપણા ગુજરાતમાં છે? બંગાળે જે પ્રગતિ વિજ્ઞાનમાં સાધી છે તેના દસમા ભાગની પણ આપણે સાધી શક્યા નથી. બંગાળ પછી મદ્રાસ, મૈસુર, હૈદરાબાદ અને સંયુક્ત પ્રાંતો આવે છે; પણ ગુજરાતને તો સ્થાન જ નથી. એ જ ગુજરાતની આ દિશામાં અભ્યાસવૃત્તિની ખામી

દર્શાવે છે. 'ઇંડિયન સાયન્સ કોંગ્રેસ' ૧૯૧૪માં શરૂ થઈ. દર વર્ષે એનાં અધિવેશનો મળ્યાં. પણ છેક અઠ્ઠાવીસ વર્ષે તેના પ્રમુખપદે એક ગુજરાતી આવ્યો. તે ય સર અરદેશર દલાલ, તાતા આયર્ન અને સ્ટીલ વર્કર્સવાળા, ગુજરાતની બહાર વસનારા. બીજા પ્રમુખ શ્રી. વાડિયા પણ જીવન ગુજરાતની બહાર જ ગાળનાર છે. આ બંને પારસી ગુજરાતીઓએ આમ ગુજરાતનું ગૌરવ વધાર્યું છે. સ્વ. ડૉ. આનંદશંકર ધ્રુવના પછી અખિલ હિંદમાં પહેલી હરોળમાં મૂકી શકાય તેવા તત્ત્વવેત્તા કે કેળવણીકાર ગુજરાતમાં નથી. ઇંડિયન સાયન્સ કોંગ્રેસના અહેવાલો વાંચતાં બંગાળ, સંયુક્ત પ્રાંત અને મદ્રાસ કરતાં ગુજરાત કેટલું બધું પાછળ છે તે જણાઈ આવે છે; અને તે મુજબ વિજ્ઞાનસાહિત્યમાં પણ સ્વાભાવિક રીતે પાછળ હોય જ. વિજ્ઞાન પાછળ સર રાશબિહારી ઘોષે રૂપિયા બાર લાખનું દાન કર્યું. સર તારકનાથ પલિત અને સર અન્નામલાઈ જેવી બાદશાહી સખાવતો ગુજરાતમાં વિજ્ઞાન માટે કોઈએ કરી છે? મરહૂમ સર જમશેદજી તાતાની સખાવતોનો લાભ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટથી બેંગલોરને મળ્યો. ગુજરાત પાસે ધન છે; પણ વિજ્ઞાન તરફ પ્રેમ નથી. નહિ તો ડૉ. આનંદશંકર ધ્રુવને પોતાનો કાર્યપ્રદેશ ગુજરાત બહાર શોધવો પડે? ડૉ. બાલકૃષ્ણ જેવાને પણ ગુજરાત સંઘરી નથી શક્યું, ને તેમને બનારસ જ જવું પડ્યું. ફક્ત પહેલા સર ચિનુભાઈએ અને શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે ગુજરાતમાં વિજ્ઞાનની જ્યોત જીવંત રાખવા પ્રયત્નો કર્યા છે. વિજ્ઞાનમાં અનેક શાસ્ત્રોનો સમાવેશ થઈ જાય છે. તે બધાંની સમાલોચના અત્રે કરવી અશક્ય છે તેથી જે જે શાસ્ત્રમાં ગુજરાતમાં કંઈક પ્રવૃત્તિ દેખાઈ છે તે સંબંધી સહેજ વિવેચન કરીશું.

## ( ૫ ) ગુજરાતમાં વિજ્ઞાન અને વિજ્ઞાનવેત્તાઓની પ્રવૃત્તિ

ગુજરાતમાં વૈજ્ઞાનિક પ્રવૃત્તિ બહુ ઓછી છે, ને ભૌતિકવિજ્ઞાન વિષે તો કશી પ્રગતિ થઈ જણાતી નથી, જ્યારે કલકત્તાની યુનિવર્સિટી, કોલેજ ઓફ સાયન્સ અને તેનું ઔદ્યોગિક ભૌતિકવિજ્ઞાન ખાતું આ સંબંધમાં સુંદર કામ કરી રહ્યું છે. પ્રો. પરમેશ્વરને મદ્રાસમાં ઘડિયાળો અને દૂરબીનો હિંદમાં બનાવવાની બાબતમાં ઘણી પ્રગતિ કરી છે.

જીવનશાસ્ત્રમાં પ્રો. અસાના બીજગર્ભશાસ્ત્રમાં કંઈક ઉપયોગી કાર્ય કરી રહ્યા છે. રસાયનશાસ્ત્રમાં કારબન રસાયનમાં ડૉ. આર. સી. શાહે મુંબઈ આર. આઈ. એસ. માં કંઈ શોધખોળનું કાર્ય આદર્યું છે તેમ જ ડૉ. કુંવરજી નાયકે ગંધક અને ક્લોરાઈનનાં દ્રવ્યો સંબંધી વડોદરામાં મૌલિક કામ કર્યું છે. અમદાવાદ સાયન્સ ઈન્સ્ટીટયુટના ડૉ. માધવલાલ શાહે પણ આ દિશામાં કંઈ અગત્યનું કામ કર્યાનું જાણ્યું છે. પણ ગુજરાતી સાહિત્યમાં આ સંબંધમાં આ ગૃહસ્થો તરફથી કાંઈ પણ ફાળો મળતો હોય તેવું જાણવામાં આવ્યું નથી. શ્રી. પોપટલાલ શાહ ગુજરાતના ખોરાક સંબંધી શોધખોળ કરે છે. હિસાબી ખાતામાં રહ્યા છતાં ડૉ. સર સી. વી. રામનની માફક તેમણે પોતાનો વિજ્ઞાન-નો અભ્યાસ, રસ અને પ્રેમ ચાલુ રાખ્યા છે તે તેમના માનવવંશ-શાસ્ત્રની શોધખોળના લેખો બતાવી આપે છે. હવે તો નોકરીમાંથી તેઓ નિવૃત્ત થયા છે એટલે વિજ્ઞાનસાહિત્યને ઘણો લાભ આપશે. ભૂસ્તરશાસ્ત્રમાં ડી. એન. વાડિયાએ ઘણી પ્રગતિ સાધી છે પણ ગુજ-રાતી સાહિત્યને એનો જરા પણ લાભ મળ્યો નથી. ગુજરાતના અજોડ ગણિતશાસ્ત્રી આચાર્ય શ્રી. નગીનદાસ માણેકલાલ શાહ પણ ગુજરાતી સાહિત્યને પોતાના જ્ઞાનનો લાભ આપવા ઇચ્છતા હોય તેમ લાગતું નથી. ભૂગોળ સંબંધી પાઠયપુસ્તકો તો ઠીક પ્રમાણમાં પ્રગટ થયાં છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ભૌગોલિક કોષ બહાર પડ્યા છે અને ગુજરાત સાહિત્ય સભાએ 'ગુજરાતનું પાટનગર' અને 'ખંભાત' એ બંને અભ્યાસપૂર્ણ પુસ્તકો શ્રી. રત્નમણિરાવ ભીમ-રાવ પાસે લખાવી પ્રગટ કર્યાં છે.

સરકારી શોધખોળ ખાતું લગભગ પાંત્રીસ વર્ષથી કામકાજ કરે છે તે તક્ષશિલા, પાટલિપુત્ર, સાંચી, સારનાથ, નાલંદા, મોહેં-જો-ડેરો, હરાપ્પા વગેરે સ્થળોને પ્રસિદ્ધિમાં લાવ્યું છે. બંગાળ, બિહાર અને મદ્રાસનાં સ્થળો, રાજગિરિ, વૈશાલિ, મીરપુરખાસ. પેશાવર વગેરે સ્થળોએ પણ તેમનું લક્ષ ખેંચ્યું છે. પણ દીક્ષિત સાહેબનું ધ્યાન ગુજરાત તરફ દોરાયું ન હતું. શ્રી પોપટલાલ શાહ તેમને પહેલી જ વાર ગુજરાત તરફ ખેંચી લાવ્યા અને સાબરમતીના પ્રદેશોનું સંશોધન તેમના સંશોધનમંડળ અને સાહિત્યસભાના સહકાર દ્વારા કરાવ્યું. તેનો અહેવાલ શ્રી સાંકળિયાએ ગુજરાત સંશોધન-

મંડળના જર્નલમાં પ્રસિદ્ધ કર્યો છે. હજી સાબરમતીના મૂળનું સંશોધન તો બાકી જ છે. અસલ સિંધુનો પટ મનાતો ધંધુકાનો નળકાંઠો તપાસવાનો બાકી છે. શ્રી. પંઢરીનાથ ઈનામદારે ઈડર રાજ્યમાં કરેલી શોધખોળોનો અહેવાલ ૧૯૩૬ ની પરિષદમાં જાદુઈ ફાનસ સાથે આપેલો, પણ તેમના ગયા પછી ઈડર રાજ્યે તે બાબત પર ખાસ ધ્યાન આપ્યું લાગતું નથી. મૈસુર, ગ્વાલિયર અને હૈદરાબાદનાં રાજ્યો તરફથી શોધખોળ ખાતાં ઘણું સુંદર કામ કરી રહ્યાં છે. તે ઉપરાંત જોધપુર, ત્રાવણકોર, કોચીન, મયૂરભંજ તથા જયપુર રાજ્ય પણ તે ખાતું નિભાવે છે. કાશ્મીરે કંઈ કારણસર તે ખાતું બંધ કર્યું છે. ના. ગાયકવાડ સરકારે પણ આઠ વર્ષ પર આવું ખાતું શરૂ કર્યું છે. ગુજરાતમાં આ સંબંધમાં ઘણો અવકાશ છે. પ્રાચીનલેખવિદ્યા અને મુદ્રાપરીક્ષણશાસ્ત્ર યાદ કરતાં તરત જ ગુજરાતના ગૌરવ સમા સ્વ. પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું પુણ્યસ્મરણ થાય છે. તેમનું બાવલું હાલમાં જ મુંબઈમાં ખુલ્લું મુકાયું છે તે યોગ્ય જ છે. શ્રી. હીરાનંદ શાસ્ત્રી, સ્વ. વલ્લભજી હરિદત્ત આચાર્ય તથા સ્વ. કેશવ હર્ષદ ધ્રુવે આ સંબંધમાં ઘણું કામ કર્યું છે. આ વિભાગમાં ગુજરાતને ગૌરવ લેવા જેવું છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ આ વિભાગનું કામ વિદ્વાનોના હાથ નીચે ચાલુ રાખ્યું છે. પુરાતત્ત્વ મંદિરે પણ મુનિશ્રી જિનવિજયજીના અધ્યક્ષપણા નીચે આ વિષયને વેગ આપ્યો હતો.

માનવવંશશાસ્ત્ર પર તો ગુજરાતમાં બેત્રણ છૂટાછવાયા લેખો સિવાય કંઈ નોંધપાત્ર કામ થયું નથી. શ્રીમતી ડૉ. ઈરાવતી કર્વે જે પ્રકારનું કામ મહારાષ્ટ્રમાં કરે છે તેવું તો અત્રે કંઈ જ દેખાતું નથી.

માનસશાસ્ત્રનો વિભાગ ૧૯૨૫ સુધી ઇંડિયન સાયન્સ કોંગ્રેસમાં હતો. તે પછી ઇંડિયન ફિલોસોફિકલ કોંગ્રેસમાં શરૂ થયો. ૧૯૨૬ થી ઇંડિયન સાઇકોલોજિકલ એસોસિયેશન સ્થપાઈ. કલકત્તા યુનિવર્સિટીએ માનસશાસ્ત્રના પ્રયોગો માટે મોટી પ્રયોગશાળા કાઢી છે તેમાં હાલ યોગશાસ્ત્રને પણ જગા આપે છે. આ પ્રયોગશાળામાં શિક્ષણ સંબંધી માનસ, બાલમાનસ, ગુનાહિત–વિકૃત માનસ, અસાધારણ માનસ તથા ઔદ્યોગિક માનસ સંબંધી અભ્યાસ અને પ્રયોગો થાય છે. ઢાકા,

મૈસુર, પંજાબ તથા અલીગઢમાં પણ માનસશાસ્ત્ર તત્ત્વજ્ઞાનના પેટા-વિભાગ તરીકે સ્વીકારવામાં આવ્યું છે. પટણામાં તો તેની નાની પ્રયોગશાળા પણ છે. ગુજરાતમાં તે સંબંધે કંઈ પ્રગતિ જણાતી નથી. શિક્ષણશાસ્ત્રના અંગ રૂપે ચિત્તશાસ્ત્રનો કંઈક પરિચય 'નૂતન શિક્ષણ'માં શ્રી. હરભાઈ ત્રિવેદી અને શ્રી. ચંદ્રવદન શાહ આપે છે. બાલમાનસ સંબંધી 'દક્ષિણામૂર્તિ' મારફતે સ્વ. ગિજુભાઈ બધેકાએ ખૂબ જ કાર્ય કર્યું હતું અને તે સંબંધી હજી તેમના શિષ્યોએ પ્રયત્ન ચાલુ રાખ્યા છે. બુદ્ધિમાપન સંબંધી બેત્રણ લેખો લખાયા છે. છતાં કંઈ વ્યવસ્થિત કામ થયું નથી. મનુભાઈ વૈદ્ય તે વિષયમાં આપણને કંઈક વધુ આપશે.

ખેતીવાડી ખાતા વિષે તો ગયા સંમેલન વખતે વિજ્ઞાનવિભાગના પ્રમુખ ડૉ. ભાઈલાલ પટેલે ગુજરાતની ખેતીવાડીમાં શોધખોળ વિષે કહ્યું હતું તેમાં ખાસ ઉમેરવાનું રહેતું નથી.

ઈજનેરી વિદ્યા અને વીજળી વિષે આપણી પાસે બહુ જૂજ સાહિત્ય છે. પ્રાણીશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્ર તરફ આપણા વિજ્ઞાનીઓનું લક્ષ હજી હાલમાં જ દોરાયું છે. તે સંબંધી થોડાંક નાનાં પુસ્તકો અને નિબંધો સિવાય નોંધપાત્ર ખાસ નથી. નળકાંઠાનાં પક્ષીઓ વિષે ખાસ પુસ્તકની જરૂર છે. ભાવનગરવાળા શ્રી. ગજાનન ભટ્ટ તથા પ્રકૃતિમંડળવાળા શ્રી. હરિનારાયણ આચાર્ય તરફથી આપણે કંઈ સાહિત્યની આશા રાખી રહ્યા છીએ.

શરીરવિજ્ઞાનશાસ્ત્રમાં ડૉ. પુરુષોત્તમ પટેલે ફેફસાંના શ્વસનકાર્ય તથા હવાના દબાણ પર કંઈક શોધખોળો કરી છે એમ જાણવામાં આવ્યું છે; પણ તેનું કાંઈ સાહિત્ય આપણને મળ્યું નથી. કલકત્તામાં ઇંડિયન રીસર્ચ ફંડ છે તેમાંથી હિંદમાં ઘણી સંશોધક સંસ્થાઓને મદદ મળે છે. આરોગ્ય સંબંધી ઘણાં શોધખોળખાતાંઓ બીજા પ્રાંતોમાં કામ કરે છે; પણ આપણું ધ્યાન ખેંચે એવી તો 'કલકત્તા સ્કૂલ ઑફ ટ્રોપિકલ મેડિસિન' છે. તે સંસ્થાએ વીસ વર્ષથી આયુર્વેદિક અને યુનાની દવાઓ સંબંધીનું એક શોધખોળખાતું ખોલ્યું છે. તેના હેતુઓ નીચે મુજબ છે:

• (૧) દેશી સાહિત્યોમાંથી ઔષધો બનાવવાની શકયતા પર શોધખોળ કરવી કે જેથી પરદેશની દવાઓ આયાત કરવાનું અઢળક ખર્ચ બચે. (૨) હિંદી છોડવા અને વનસ્પતિમાંથી જેમનો સક્રિય વૈદકગુણ અંગ્રેજી સત્તાવાર દર્શાવેલા ગુણને મળતો આવતો હોય તે ઉપયોગમાં લેવાની શકયતા તપાસવી. (૩) હિંદી પદ્ધતિમાં પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા પામેલાં દ્રવ્યોની બહુ જ ચુસ્ત શાસ્ત્રીય તપાસ અખતરા દ્વારા કરવી. (૪) હિંદી ઉત્પન્નની દવાઓ અને ઇલાજોનું એક ફાર્માકોપિયા તૈયાર કરી, તેનો અમલ કરી હિંદુસ્તાનને બહારનાં સાધનોથી સ્વતંત્ર બનાવવાની શકયતા તપાસવી.

આવી કોઈ એક સંસ્થાની ગુજરાતને ખાસ જરૂર છે. સ્વ. ઝંડુભટજીનો પ્રયાસ આ દિશામાં હતો. ઉપરાંત એલેમ્બિક કેમિકલ વર્કસવાળા શ્રીયુત અમીનની પ્રગતિ પણ નોંધપાત્ર છે. સમાજશાસ્ત્ર તથા અર્થશાસ્ત્ર પર ગુજરાતી સાહિત્યમાં ઠીક ઠીક પુસ્તકો બહાર પડવા માંડયાં છે. વડોદરાના કલાભવનના અધ્યાપક શ્રી. જયંતીલાલ મહેતાનું "હિંદનું નાણાવટું" પુસ્તક આવકારલાયક છે. અધ્યાપક શ્રી. ખુશાલ ટી. શાહ જેવા અર્થશાસ્ત્રી આપણી પાસે છે તેથી આ શાસ્ત્રો સમૃદ્ધ થશે એવી આશા રાખી શકાય.

ઔદ્યોગિક કારખાનાંની બાબતમાં ગુજરાત કંઈક નસીબદાર છે. એલેમ્બિક કેમિકલ વર્કસ અને ઝંડુ ફાર્મસીની નોંધ તો આગળ લીધી છે. રામકો કેમિકલ વર્કસ (બારેજડી) સફળતાથી તેજાબો બનાવે છે. ઓખા સોલ્ટ વર્કસ જૂના વૈજ્ઞાનિક શ્રી. કપિલરામ વકીલ ચલાવે છે. અમદાવાદમાં અનિલ સ્ટાર્ચ ફેકટરી અને કડવાડામાં હિંદુસ્તાન કેમિકલ વર્કસમાં સ્ટાર્ચ અને તેજાબો બનાવવામાં આવે છે. પણ આ બધાં વૈજ્ઞાનિક સાહિત્યની દૃષ્ટિએ આપણને ઉપયોગી નથી.

વિજ્ઞાન સંબંધી કોઈ સારાં માસિક કે સામયિક ગુજરાતમાં પ્રસિદ્ધ થતાં નથી. 'બુક ઑફ નોલેજ' કે 'પોપ્યુલર સાયન્સ' જેવાં માસિકો તો આપણે ત્યાં છે જ નહિ. 'સાયન્ટિફિક અમેરિકન' કે 'નેશનલ જ્યોગ્રોફિક મેગેઝિન' જેવાની તો કલ્પના પણ કયાં? 'સિમ્પલ સાયન્સ' જેવાં પુસ્તકો પણ આપણી પાસે નથી. આમ-

જનતાના માટે વિજ્ઞાનની સાદી લેખમાળાઓ આનંદ સાથે જ્ઞાન આપે તેવી શૈલીમાં ગુજરાતમાં પ્રકટ થઈ નથી. વિજ્ઞાન સમિતિએ એક માસિક કાઢવાનો વિચાર અમદાવાદમાં કરેલો; પણ આર્થિક મદદ અને સહકારના અભાવે તે કામ શરૂ થઈ શક્યું નથી. વિજ્ઞાન-સાહિત્યમાં લોકોને આનંદ આપી તેમનામાં રુચિ ઉત્પન્ન કરવાનું કામ આપણે અસરકારક રીતે કરી શક્યા નથી, તેથી ગુજરાત વિજ્ઞાન-સાહિત્યમાં બીજા પ્રાંતોની સરખામણીમાં ઘણું પછાત રહી ગયું છે.

## ( ૬ ) ખગોળ

મારો ખાસ શોખનો વિષય તો ખગોળ છે; અને તેથી એ વિષે કંઈક વિસ્તારથી બોલું તો ક્ષમા કરશો, કારણકે ખગોળના અભ્યાસથી એટલે કે આકાશના દર્શનથી પરમાત્માની અગાધતા અને મનુષ્યની પામરતાનું મને ભાન થયું છે.

મનુષ્ય કાંઈ પણ પરંપરાગત જ્ઞાનની પૂંજી સિવાય દુનિયા પર નવોસવો ફરતો હશે ત્યારે કુદરતના વૈવિધ્યની દરેક વસ્તુ તરફ તેને આકર્ષણ થયું હશે. દરેક વસ્તુ અને બનાવથી એને ભય, અજાયબી જિજ્ઞાસા વગેરે અનેક પ્રકારના પ્રત્યાઘાતો થતા હશે. પ્રભુના આ મહાન કલામંદિરમાં તેની અદ્‌ભુત કલમથી આલેખાયેલા આકાશના ચિત્રપટે સ્વાભાવિક રીતે તેનું ધ્યાન ખેંચ્યું હશે. પોતાના જીવનમાં અમુક નિયમિતતાને લીધે પ્રથમ તેણે કુદરતમાં નિયમો શોધવા માંડ્યા હશે, અને રોજ સૂર્ય ઊગે અને આથમે એ નિયમ પ્રથમ તેના લક્ષમાં આવ્યો હશે. પછી ચંદ્ર, ગ્રહો તથા તારાઓ તરફ એની દૃષ્ટિ ગઈ હશે. સૂર્યના પ્રકાશ પ્રમાણે દિવસ ગણાયા, ચંદ્રની કળા પ્રમાણે મહિનો, અને ઋતુચક્ર પ્રમાણે વર્ષ ગણાય. એમ કૃષિપ્રધાન હિંદુસ્તાનને માટે તો સ્વાભાવિક કાળગણના જ થઈ ગઈ. ઋતુચક્રની એને સમજ પડી. નિર્જન અરણ્ય કે અગાધ મહાસાગરમાં પોતાનો માર્ગ શોધી કાઢવામાં એને તારાઓથી સરળતા થઈ.

## ( ૬ ક ) હિંદમાં ખગોળ

વેદકાળથી આપણા પૂર્વજોએ 'જ્યોતિઃશાસ્ત્ર' ઉપર વધારેમાં વધારે લક્ષ આપ્યું છે. આપણે ત્યાં તો ગ્રહણોનો વેધ લેવાની ફરજ

આખી કોમની જ ગણાતી. ખાનપાન પહેલાં પતાવી દરેક ચુસ્ત હિંદુ હજી પણ આકાશ તરફ દૃષ્ટિ લગાવી બેસવાની પોતાની ધાર્મિક ફરજ સમજે છે. ગણિતઃશાસ્ત્ર 'જ્યોતિઃશાસ્ત્ર'ને અંગે જ આપણે ત્યાં ખીલ્યું; અને દરેક જ્યોતિષી ગણિતશાસ્ત્રી હતો. યજ્ઞધર્મ પ્રચલિત હતો ત્યારે તો ખગોળની પ્રત્યક્ષ ખાતરી વગર એક ડગલું પણ ન જ ભરાય. આર્ય એટલે મુહૂર્ત જાણનાર; તે ન જાણનાર તે અનાર્ય. એ મુહૂર્તમાં ભૂલ ન થાય તેટલા માટે તો આપણે આપણા 'જ્યોતિઃશાસ્ત્ર'માં સુધારાવધારા કરતા આવ્યા છીએ. જ્યાં સુધી સમાજ જાગૃત હતો ત્યાં સુધી આ મુજબ ચાલ્યું. જ્યોતિષશાસ્ત્રમાં પારંગત સપ્તર્ષિઓથી માંડીને વેદાંગજ્યોતિષમાં ઠેર ઠેર તારાઓ અને ગ્રહોની નોંધ જડે છે. ઈ. સ. ૪૦૦ લગભગમાં 'રોમકનો સૂર્ય-સિદ્ધાંત' રચાયો. આર્યભટે ઈ. સ. ૫૦૦ના અરસામાં 'આર્યસિદ્ધાંત' રચ્યો. તે જ અરસામાં પ્રખ્યાત જ્યોતિષી વરાહમિહિરે સૂર્ય અને ગ્રહોનું આરંભસ્થાન ધર્યું કરીને રેવતીના યોગ તારાને સ્થાપીને, તેનો શૂન્ય રેખાંશ ગણીને બાર રાશીઓ દાખલ કરી ખગોળગણિત કર્યું. આપણા ગુજરાતની હદ સાતમા સૈકામાં ઝાલોર સુધી હતી અને રાજધાની ભિન્નમાળમાં હતી. ત્યાં ઈ. સ. ૬૨૮ લગભગ ગુજરાતનો પ્રખ્યાત જ્યોતિષી અને ગણિતશાસ્ત્રી બ્રહ્મગુપ્ત થયો. તેણે સૂર્યચંદ્રના ગણિતના યોગથી પંચાંગમાં યોગ દાખલ કર્યા અને બ્રહ્મસિદ્ધાંત રચ્યો.

**ફળજ્યોતિષ**

ખગોળમાં આ રીતે શાસ્ત્રીય, સૌંદર્યપ્રેરક અને કાળગણના માટેનાં ઉપયોગી તત્ત્વો રહેલાં હતાં. ખગોળશાસ્ત્રી અથવા જ્યોતિષીઓ આકાશી પદાર્થો સંબંધી સૂર્યોદય, સૂર્યાસ્ત, ચંદ્રની કળાઓ, સૂર્યચંદ્રનાં ગ્રહણો, ગ્રહોની યુતિઓ અને તેમનાં લોપદર્શનો ઇત્યાદિ વિગતોનાં ભવિષ્ય ખગોળગણિતને આધારે ચોક્કસ ભાખી શકતા હતા. તે પ્રમાણે બનતું જોઈ લોકો હેરત પામતા હતા. આમ ખગોળની ગણતરી ઉપરથી "આકાશી પદાર્થોનું ભવિષ્ય જાણી શકાય તો મનુષ્યનું ભવિષ્ય પણ જાણી શકાય જ,' એવી માન્યતા દાખલ થઈ હશે એમ લાગે છે. તે ઉપરથી જ્યોતિઃશાસ્ત્રનું રૂપ ફરી 'જ્યોતિષ' થયું, અને ગ્રહોનું ફળજ્યોતિષ અને તેનું ગણિત દાખલ થયું. આમ

જ્ઞાનસાધના અવળે રસ્તે દોરાઈ. ફળાદેશ વિભાગ પર જ વિશેષ લક્ષ અપાતું થયું અને ખગોળ તરફ દુર્લક્ષ થયું. જે ફળજ્યોતિષની સત્યાસત્યતા વિષે શંકા ઊઠે એમ છે એવા વિષયના અભ્યાસની ખાતર ગણિતજ્યોતિષ પડતું મુકાયું, અને જે જ્ઞાન આપણા પૂર્વજોએ મેળવ્યું હતું તેમાં જાણવાજોગ સુધારોવધારો થયો નહિ. સેંકડો વર્ષ પહેલાંના આપણા વિદ્વાનોએ કરેલી ગણતરીએ (જેમાં કાળે કરીને તેમ જ હાલની સૂક્ષ્મ રીતો તેમ જ સાધનો મુજબના વેધથી ઘણો ફેર પડી ગયેલો સાબિત થયો છે તેના) ઉપર આધાર રાખી તેનો ઉપયોગ જ્યારથી ફક્ત જોશ જોવામાં, મનુષ્યનું ભાવિષ્ય પારખવામાં, રૂ, ચાંદી, શેર વગેરેની તેજીમંદી કાઢવામાં, તેમ જ શરતના ઘોડા કે અમેરિકન રીંગરોના આંકના વર્તારા કાઢવામાં માણસોએ ધનપ્રાપ્તિ અર્થે જ કરવા માંડ્યો ત્યારથી આ વિજ્ઞાન [illegible] આપણા દેશમાંથી દુર્ભાગ્યે જવા માંડ્યું અને શાસ્ત્રની [illegible] થવા માંડી. મીન, મેષની ગણતરી આખો વખત કરનારા ખરેખર તે તારાઓ આકાશમાં ક્યાં છે તે ઓળખી શકતા નથી. જે વસ્તુ પ્રત્યક્ષ છે તે જોવા છતાં પણ જાણતા નથી. ફક્ત પુસ્તકમાં લખેલું જ વાંચે છે અને તેનો ઉપયોગ માત્ર ફળજ્યોતિષમાં કરે છે. આ રીતે ગોખળનો ખરો અભ્યાસ તો કાળનિર્ણય, જ્ઞાનસંપાદન, ધાર્મિક વ્રત–ઉત્સવોનો નિર્ણય વગેરે દૃષ્ટિએ કરવામાં આવવો જોઈએ, તે તેની અવળચંડી દીકરીએ (ફળજ્યોતિષે) વિસારી દેવડાવ્યું.

**ગ્રહલાઘવ**

બારમા સૈકામાં મહાન પંડિત ભાસ્કરાચાર્ય તથા તેમનાં પુત્રી લીલાવતી થઈ ગયાં ત્યાં સુધી તો દુનિયાના કોઈ પણ દેશનું જ્યોતિષ આપણા જેટલું સૂક્ષ્મ ન હતું. સોળમા સૈકામાં મહાન જ્યોતિષી ગણેશ દૈવરી થયો. તેણે વરાહમિહિર પછી એક હજાર વર્ષમાં ખગોળગણિતમાં થયેલી કેટલીક મહત્ત્વની ભૂલો સુધારી ઈ. સ. ૧૫૨૦માં 'ગ્રહલાઘવ'નો મહાન ગ્રંથ રચ્યો. ઈ. સ. ૧૫૨૫માં લઘુ તથા બૃહદ્ 'તિથિચિંતામણી'માં બહાર પાડી આ કરણગ્રંથોને આધારે પંચાંગો રચવાની સરળતા કરી આપી. આપણાં બધાં પ્રચલિત પંચાંગો ત્યાર પછીનાં સવા ચારસો વર્ષે હજુ સુધી પણ 'ગ્રહલાઘવ' પ્રમાણે જ

તૈયાર થાય છે. હાલની સૂક્ષ્મ ગણતરી મુજબ ગ્રહોની ગતિમાંના સહેજ ફેરફારને લીધે તેમનાં સ્થાનોમાં કેટલોક ફેરફાર થયો છે તેથી ગ્રહોના લોપ અને દર્શનના સમયમાં ગ્રહલાઘવીય પંચાંગોમાં અને પ્રત્યક્ષ દર્શનમાં દસબાર દિવસનો ફરક પડે છે, જ્યારે ચંદ્રગ્રહણમાં પચીસથી ત્રીસ મિનિટોનો ફેર પડે છે અને સૂર્યગ્રહણમાં તો કલાકથી પણ વધુ ફેર આવે છે તેમ જ સ્થાનફેર પણ ઘણો પડે છે. આવી સ્થિતિ હોવા છતાં પણ આપણા જોષીઓ તેમાં સુધારો કરવા માગતા નથી.

### પંચાંગશુદ્ધિ

વરાહમિહિરના સમયમાં ઈ. સ. ૫૦૪ના માર્ચ માસની ૨૨મી તારીખે સૂર્યનું (ખરી રીતે તો પૃથ્વીનું) ક્રાંતિવૃત વિષુવવૃતને છેદતું હતું એટલે તે દિવસે વસંતસંપાત હતો. તે દિવસે સૂર્ય રેવતીના યોગ તારા આગળ હતો એટલે તે બિંદુનો શૂન્ય રેખાંશ ગણીને ગ્રહગણિત કર્યું. ખગોળની દૃષ્ટિએ તે દિવસે રાત્રિદિવસ સરખાં થાય. વરાહમિહિરના વેધ મુજબ તે દિવસે મેષારંભ થયો. તે મુજબ ૨૨મી ડિસેમ્બર (નવ માસ પછી) મકર રાશીમાં સૂર્ય દાખલ થયો એટલે મકરસંક્રાંતિ થઈ. તે દિવસ નાનામાં નાનો હતો, કારણ સૂર્ય પોતાની ઉત્તરદક્ષિણ ગતિમાં છેક દક્ષિણે તે દિવસે પહોંચે છે. ત્યાર પછી પાછો ઉત્તર તરફ ફરવા મંડે છે. એટલે તે દિવસ ઉત્તરાયણનો થયો. આ બે વસ્તુ એક જ દિવસે હતી તેથી વરાહમિહિરે મકરસંક્રાંતિ–ઉત્તરાયણ એમ તે દિવસની નોંધ કરી. હવે સૂર્યની (ઉત્તર–દક્ષિણ) અયનગતિ જેને લીધે ઋતુઓ થાય છે તે ૩૬૫ દિવસ, ૫ કલાક, ૪૮ મિનિટ અને ૪૫.૫૧ સેકંડની છે. પશ્ચિમના વિદ્વાનો આને જ વર્ષ ગણે છે. તે સાંયન વર્ષ કહેવાય છે, જ્યારે આપણા જ્યોતિષીઓનું વર્ષ નિરયન છે અને તે તારાત્મક ગણાય છે, એટલે જે તારા આગળ સૂર્યનો આરંભ ગણ્યો હોય તે તારા આગળ સૂર્ય પાછો આવે ત્યારે જ વર્ષ પૂરું થયું ગણાય. આનો (પૂર્વપશ્ચિમ ગતિનો) સમય ૩૬૬ દિવસ, ૬ કલાક, ૯ મિનિટ અને ૮.૯૭ સેકંડનો છે, એટલે દર વર્ષે નિરયન વર્ષ ૨૦ મિનિટ મોડું પૂરું થાય. એ મુજબ અત્યાર સુધીનાં ૧૪૩૯ વર્ષમાં ૧૯ દિવસો વધે એટલે

૨૨ મી ડિસેમ્બરથી ૧૯ દિવસ પછી મકરસંક્રાંતિ આવે; પણ ઉત્તરાયણ (નાનામાં નાનો દિવસ) ૨૨ મી ડિસેમ્બર જ છે. અને મકરસંક્રાંતિ ૧૦ મી જાન્યુઆરીએ થવી જોઈએ. પરંતુ સૂર્યસિદ્ધાંતના સ્થૂળ ગણિતની ભૂલ મુજબ આપણા જોષીઓએ નિરયન વર્ષ ૩૬૫ દિવસ, ૬ કલાક ૧૨ મિનિટ અને ૩૬.૫૬ સેકંડનું ગણ્યું છે, અને એ રીતે દર વર્ષે સાડાત્રણ મિનિટ વધારે ગણી ચાર દિવસ મોડી એટલે ૧૪મી જાન્યુઆરીએ મકરસંક્રાંતિ લખે છે, જ્યારે અયનાંશ ૧૯ને બદલે ૨૩ ગણ્યા છે. વળી મકરસંક્રાંતિ અને ઉત્તરાયણ એ બે જુદી જુદી વસ્તુઓ છે તે ન સમજતાં વર્ષનો નાનામાં નાનો દિવસ ૨૨મી ડિસેમ્બર હોવા છતાં પંચાંગોમાં ૧૪મી જાન્યુઆરીએ 'મકરસંક્રાંતિ–ઉત્તરાયણ' લખે છે. ખરી રીતે તો ૨૨મી ડિસેમ્બરે ઉત્તરાયણ અને ૧૪મી જાન્યુઆરીને દિવસે (વાસ્તવિક તો ૧૦મી જાન્યુઆરીએ) મકરસંક્રાંતિ લખવી જોઈએ. આ બાબત લગભગ ૧૯૧૯થી હું લડત ચલાવી રહ્યો છું, અને લગભગ બધા જ સમજુ પુરુષો કબૂલ કરે છે—જોકે રૂઢિચુસ્તપણાને લીધે તેમ વર્તવાની તૈયારી બતાવતા નથી. શ્રીયુત ગિરજાશંકર જોષી જેવા વિદ્વાન પણ સમજવા અને કબૂલ કરવા છતાં પોતાના પંચાંગમાં આવો ફેરફાર ન કરતાં ૧૪ મી જાન્યુઆરીને ઉત્તરાયણનો દિવસ ગણાવી જગતમાં આપણી હાંસી કરાવે છે. આપણે એટલા બધા અંધશ્રદ્ધાળુ અને જડ થઈ ગયા છીએ કે શાસ્ત્રો ત્રિકાળદર્શી મુનિઓએ બનાવેલાં એટલે તેમાં ભૂલ સંભવવા પામે જ નહિ એવો આગ્રહ લઈને બેઠા છીએ. ગ્રહલાઘવથી પર જવાય જ નહિ—પછી ભલે આકાશમાં ચોખ્ખેચોખ્ખી દેખાતી વાત પણ તેને ખોટું પાડે. દાખલા તરીકે ચાલુ વર્ષમાં અષાડ વદી અમાસે થનારા સૂર્યગ્રહણનો કાળ શુદ્ધ ગણિત મુજબ ૮ કલાક ૨૩ મિનિટથી ૧૧ કલાક ૫૦ મિનિટનો અમદાવાદ ખાતે છે, જ્યારે (ગ્રહલાઘવ પ્રમાણે એટલે કે) આપણાં પંચાંગો પ્રમાણે ૯ કલાક ૧ મિનિટથી ૧૨ કલાક ૩૨ મિનિટનો છે. (આ સમય જૂના એક કલાક મોડા સ્ટાંડર્ડ ટાઈમ મુજબ છે.) ખગોળનું સ્વરૂપ જ એવું છે કે વખતોવખત આકાશનું પ્રત્યક્ષ અવલોકન કરીને જ તે પ્રમાણે ગણિતના આંકડાઓને જો સુધારી લેવામાં ન આવે તો લાંબે કાળે આકાશ અને આંકડા

વચ્ચે ઘણું મોટું અંતર પડી જાય. દુર્ભાગ્યે હિંદુસ્તાનના ખગોળના આંકડા સેંકડો વર્ષથી આકાશ પ્રમાણે સુધારવામાં આવ્યા નથી. આપણી ઉપર કહી તેવી વૃત્તિ હજી ચાલુ જ છે, તેથી ગ્રહલાઘવીય પંચાંગો અને આકાશ વચ્ચે ઘણો મોટો તફાવત દેખાઈ આવે છે. હાલના વૈજ્ઞાનિક જમાનામાં જ્યાં એક સેકંડની ભૂલ પણ ચલાવી લેવામાં આવતી નથી ત્યાં તો ગ્રહલાઘવીય ગણિત હવે ખૂબ જ સ્થૂળ અને બિનઅનુકૂળ લાગે છે; અને આપણાં ચાલુ પંચાંગો વાસ્તવિક આકાશદર્શન મુજબ જોઈએ તો ધર્મકૃત્યો, મુહૂર્ત અને કાળ એ ત્રણેમાંથી કોઈના ઉપયોગનાં રહ્યાં નથી. મહારાષ્ટ્રમાં લોકમાન્ય ટિળકે હિલચાલ ચલાવી પંચાંગ સુધરાવ્યું છે. સાંગલીના ૧૯૨૦ ના જ્યોતિષ-સંમેલનના નિર્ણય મુજબ ૨૨ વર્ષથી લોકમાન્ય ટિળકનો સુધારો માન્ય રાખવામાં આવ્યો છે. ઇંદોરમાં નવ વર્ષ પર અખિલ જ્યોતિષ હિંદ પરિષદ મળી હતી તેણે પણ પંચાંગશુદ્ધિ માટે નિર્ણય કર્યો છે.

## ગુજરાતમાં પંચાંગશુદ્ધિ અને શ્રી. હરિહર ભટ્ટ

ગુજરાત પંચાંગ સંશોધન મંડળ તરફથી શ્રી. હરિહર પ્રાણશંકર ભટ્ટે તથા શ્રી. કૃષ્ણરામ વહાલજી ભટ્ટે ઘણી જ મહેનત લઈ પ્રત્યક્ષ પંચાંગ ૧૯૨૪થી શરૂ કર્યું હતું—જોકે દશ વર્ષ સુધી મુશ્કેલીથી ચલાવી ભારે ખોટ ખાઈ તે બંધ કરવું પડેલું. પછી શ્રી. હરિહર-ભાઈએ જૈન મુનિ વિકાસવિજયજીને તે કામ કરવા પ્રેર્યા, અને તેમણે ૧૯૩૪થી 'મહેંદ્ર જૈન પંચાંગ' નામનું પંચાંગ સૂક્ષ્મ ગણિત મુજબ પાશ્ચાત્ય ગણતરી સાથે બરાબર મળી રહે તેવું કાઢવા માંડ્યું છે તેથી જિજ્ઞાસુઓનો અર્થ સરી રહે છે; પણ ધાર્મિક કૃત્યો, વ્રતો તથા ઉત્સવો માટેનો નિર્ણય તેમાં મળતો નથી. તેટલા માટે તો 'ટિળક પંચાંગ'ની જ મદદ લેવી પડે તેમ છે. ગુજરાત માટે તે પણ કેટલીક બાબતોમાં અનુકૂળ નથી. આપણે ઇચ્છીએ કે શ્રી. હરિહરભાઈ જ શુદ્ધ પ્રત્યક્ષ પંચાંગ ફરી શરૂ કરે. ગુજરાતમાં શ્રી. હરિહર-ભાઈનો પંચાંગશુદ્ધિ માટેનો છેલ્લાં પચીસ વર્ષનો અવિશ્રાંત શ્રમ છે. તેમની ધગશ અજોડ છે; પણ જરૂરી સાધનો મળતાં નથી. થિયોડોલાઈટ પણ મુશ્કેલીથી કોઈ જગાએથી મેળવી લેવું પડે છે. આર્થિક મુશ્કેલી માટે ફાંફાં મારતાં તેઓ પોતાનું કામ આગળ ધપાવે જાય છે.

આગળ જણાવ્યું તેમ ગુજરાતીમાં ખગોળના કરણગ્રંથો તેમણે પ્રસિદ્ધ કરવા માંડ્યા છે, જેના સૂક્ષ્મ ગણિતથી કાઢેલી સારણીઓ મારફતે પંચાંગ ઘડી શકાય. સદ્‌ભાગ્યે તેમને શ્રી છોટુભાઈ સુથારનો સહકાર મળ્યો છે. શ્રી. હરિહરભાઈ એક પ્રાસાદિક અને સુંદર કવિ પણ છે–હતા; પણ ખગોળને ખાતર 'એક જ દે ચિનગારી' એ વિનંતી 'મહાનલ'ની પાસે કરીને તેમણે ખગોળની પાછળ ભેખ લીધો છે. આ બાબતમાં અનેક લેખો તેમણે 'પ્રસ્થાન', 'શિક્ષણ અને સાહિત્ય', 'પુરાતત્ત્વ' વગેરે સામયિકોમાં વારંવાર લખેલા છે, તેમ જ પરપ્રાંતીય વિદ્વાનો સાથે પણ ખૂબ જ ચર્ચાઓ કરી છે. ઇંદોરની પરિષદમાં સક્રિય હાજરી આપી પાછા ફર્યા પછી અમદાવાદમાં જોષીઓની સભા મારા પ્રમુખપદે મેળવી બધી હકીકત તેમણે સમજાવી હતી. આવા વિદ્વાન મેં તો જોયા કે જાણ્યા નથી. અને હિંદુસ્તાનમાં પણ આંગળીને વેઢે ગણાય તેટલા જ હશે. ગણિતમાં માન સાથે બી. એ. થયા પછી તેમણે શિક્ષકનું ગરીબ પદ સ્વીકાર્યું છે અને વિજ્ઞાનસાહિત્યની સેવા ચાલુ રાખી છે. પરમાત્મા તેમના કાર્યને સફળતા બક્ષો.

**વેધશાળાઓ**

ઈ. સ. ૧૯૨૩ માં ખગોળ સંબંધી ભાષણો આપવા માટે શ્રી. ભરતરામ મહેતાના નિમંત્રણથી હું વડોદરા આવ્યો હતો ત્યારે મારે સ્વ. અમૃતરામ શાસ્ત્રીની મુલાકાત થયેલી. તેમને પણ શુદ્ધ પંચાંગની ધગશ હતી. મદ્રાસની વેધશાળામાં તેમણે કામ કર્યું હતું. ખગોળનું મહત્ત્વ તેઓ બરાબર જાણતા હતા. તેમના વિચારો આધુનિક હતા, ને જો તેઓ લાંબુ જીવ્યા હોત તો આ દિશામાં જરૂર કાંઈ કરી બતાવત. અમદાવાદમાં સદ્‌ગત પહેલા સર ચિનુભાઈની સાથે પણ શ્રી. રત્નમણિરાવ ભીમરાવને અમદાવાદમાં સારું દૂરબીન મંગાવી તેનો ઉપયોગ જ્યોતિષીઓને કરવા દેવા સંબંધી વાતચીત થઈ હતી; પણ ટૂંક સમયમાં જ તેઓ સ્વર્ગવાસી થતાં આ અભિલાષ અણપૂર્યો રહી ગયો. હિંદુસ્તાનમાં માત્ર બે જ વેધશાળાઓ છે. નિઝામિયા વેધશાળા ૧૯૦૮ માં હૈદરાબાદમાં સ્થપાઈ. શ્રી. ભાસ્કરમ્ શાસ્ત્રી તેના અધ્યક્ષ છે. દુનિયાની અઢાર વેધશાળાઓને આકાશના વિભાગ પાડી.

દરેક વિભાગના તારાઓના દૂરબીન દ્વારા ફોટા લેવાનું કામ સોંપાયેલું. તેમાંની નિઝામિયા પણ એક હતી. તેને ઉત્તર અક્ષાંશ ૧૭° થી ૨૩° સુધીના તારાઓના ફોટાનું કામ મળેલું. તે તેણે ૧૯૧૪ થી ૧૯૨૮ સુધીનાં પંદર વર્ષની મહેનતથી સંતોષકારક રીતે પૂર્ણ કરી આપેલું. તે પ્રદેશના ૫,૧૨,૯૧૮ તારાઓના ફોટાઓ નોંધાયા હતા. 'ઇરોસ' નામનો લઘુગ્રહ પૃથ્વીની ઘણો જ નજીક (એક કરોડ સાઠ લાખ માઈલ) ઈ. સ. ૧૯૩૦માં આવેલો ત્યારે તેના ફોટા પણ આ જ વેધશાળાએ લીધા હતા. ૧૯૨૯ થી આ વેધશાળામાં હવામાન વિભાગ દાખલ કર્યો છે. બીજી નાની વેધશાળા કોડાઈકનાલમાં છે. મદ્રાસથી સ્થળાંતર કરીને, કોડાઈકનાલ વધુ અનુકૂળ હોવાથી એ વેધશાળા ત્યાં લઈ જવામાં આવી છે. તેમાં માત્ર સૂર્ય ઉપર ખાસ શોધખોળ થાય છે. આ વેધશાળા ઈ. સ. ૧૮૯૯માં સ્થપાઇ હતી.

**શ્રીમંત ના. ગાયકવાડ સરકારની પાસે યાચના**

આપણા ગુજરાતમાં આ પરિષદની યાદગીરીમાં વડોદરામાં એક સારી વેધશાળા સ્થપાય તો ગુજરાતની એક મોટી ખોટ પુરાય. તેને માટે મોટાં દૂરબીનો તથા અન્ય સાધનો રાજ્ય વસાવે એવી આશા રાખીશું. વડોદરાએ વિજ્ઞાન તરફ હંમેશા પક્ષપાત બતાવી તેના વિકાસ પ્રત્યે ઉત્તેજન આપ્યું છે તો ગુજરાતની આટલી જરૂરિયાત પાર પાડશે એવી ખાતરી છે. વિજ્ઞાનસેવકોની આ એક જ ખાસ માગણી છે. આ આગામી વેધશાળા તરફથી દર બે વર્ષ આગળથી દરેક વર્ષની ગ્રહસ્થિતિ, ગ્રહણો, સૂર્યોદય, સૂર્યાસ્ત, ચંદ્રદર્શન તથા સૂર્ય–ચંદ્રની ગતિના કોઠાઓ ગુજરાતના અક્ષાંશરેખાંશ મુજબ સત્તાવાર બહાર પડે તો તે જોષીઓને પંચાંગ રચવામાં સહાયરૂપ થઈ પડે. ઉપરાંત પંચાંગનાં વિધાનો પ્રત્યક્ષ આકાશ સાથે મળી રહે છે તેની પ્રજાને પણ ખાતરી થાય. દરેક સુધરેલા દેશમાં રાજ્ય તરફથી આ પ્રમાણે સગવડતા હોય છે. વિલાયતમાં "નોટિકલ આલ્મેનાક" બહાર પડે છે તે મુજબ, પણ તેનાથી ઘણા નાના પાયા પર શરૂઆત કરી શકાય. વેધશાળામાંથી આકાશનું અવલોકન કરવાનું નિમંત્રણ પ્રજાને જરૂરી પ્રસંગે મળે, શાળાપાઠશાળાના વિદ્યાર્થીઓને પણ આ ખાસ લાભ મળે અને પ્રત્યક્ષ જોઈને પ્રજા ખાતરી કરે એવા પ્રસંગો

યોજાય તો ગુજરાતના આ વિષયના જ્ઞાનમાં આજનું સંમેલન એક યાદગાર સીમાચિહ્ન થાય.

## (૬ ख) પશ્ચિમના દેશોમાં ખગોળ

હવે યુરોપીય દેશોની ખગોળની પ્રગતિનો ટૂંકમાં વિચાર કરીએ, ઈ. સ. ૧૫૦ માં ટૉલેમીએ 'આલ્માજેસ્ટ' પ્રગટ કર્યું અને પૃથ્વીની આસપાસ સૂર્ય, ચંદ્ર, ગ્રહો અને તારાઓ એ બધા આકાશી પદાર્થો ભ્રમણ કરે છે એમ ઠરાવ્યું. તેજ મુજબ પંદરમા સૈકા સુધી ચાલ્યું. આપણા ખગોળમાં પણ એ જ માન્યતા છે. યુરોપ ખગોળમાં આપણાથી પંદરમા સૈકા સુધી ઘણું પાછળ હતું. પણ ઈ. સ. ૧૫૪૩માં કોપર્નિકસે (પ્રશિયા) પહેલી વાર જણાવ્યું કે પૃથ્વી અને ગ્રહો સૂર્યની આસપાસ ભ્રમણ કરે છે; પણ તે કોઈએ માન્યું નહિ, એટલું જ નહિ પણ જે કોઈ એમ જણાવે તેને ધર્મદ્રોહી ગણી સખ્ત શિક્ષાઓ કરવામાં આવતી. ઈ. સ. ૧૬૧૯માં કેપ્લર થયો તેણે ગતિના કેટલાક નિયમો પ્રગટ કર્યા. પછી ઇટાલીમાં મહાન ખગોળવેત્તા ગેલીલિયો થયો તેણે અથાગ મહેનત પછી દૂરબીન બનાવ્યું. તેણે ૭મી જાન્યુઆરી ૧૬૧૦ ની રાત્રિએ આકાશમાં દૂરબીનથી પ્રથમ દૃષ્ટિ માંડી ત્યારથી દુનિયાની ખગોળની માન્યતામાં મહાન પરિવર્તન થયું. તેણે ગુરુના ચાર ચંદ્રો જોયા અને પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરે છે એમ જણાવ્યું; પણ તેની ધરપકડ થઈ, તેને ધર્મદ્રોહી ઠરાવવામાં આવ્યો, અને આખરે તેણે માફી માગી ને પોતાનું મંતવ્ય ખોટું હતું એમ કબૂલ કરી છુટકારો મેળવ્યો–જોકે તેણે પોતાના મરણ પહેલાં દુનિયાને જાહેર કર્યું કે તેનું કહેવું સત્ય જ હતું કે પૃથ્વી જ સૂર્યની આસપાસ ફરે છે. ત્યાર પછી બીજા વિદ્વાનોએ પણ તેના મતને ટેકો આપ્યો, અને કોપર્નિકસનો સિદ્ધાંત સર્વમાન્ય થયો.

### યુરોપમાં પંચાંગશુદ્ધિ

આપણી માફક યુરોપનાં પંચાંગોમાં પણ ભૂલો રહી ગઈ હતી. તેમનું વર્ષ માર્ચ માસથી શરૂ થતું હતું; અને તે વાત તો મહિનાઓનાં નામ સપ્ટેમ્બર (સાતમો), ઑક્ટોબર (આઠમો), નવેમ્બર (નવમો), અને ડિસેમ્બર (દસમો) સાબિત કરે છે. જુલિયસ

સીઝરે ઈ. સ. પૂર્વે ૪૫ માં જાન્યુઆરી અને ફેબ્રુઆરી અગિયારમા અને બારમા માસ તરીકે ઉમેર્યા, અને વર્ષના દિવસ ૩૬૬ હતા તેના ૩૬૫ા ગણવાનું ઠરાવ્યું; પણ તેથી પણ આપણે જોયું તેમ અગિયાર મિનિટો વધી જતી હતી. તેથી ઈ. સ. ૧૫૮૨ માં પોપ ગ્રેગરીએ પોતે જ દસ દિવસનો ક્ષય કરાવ્યો અને ચારસો વર્ષમાં સો દિવસ નહિ પણ સત્તાણું દિવસ ફેબ્રુઆરીમાં વધારાના લેવાનું ફરમાન કર્યું. ઈંગ્લેંડે ઈ. સ. ૧૭૫૨માં આ ફેરફાર સ્વીકાર્યો અને અગિયાર દિવસનો ક્ષય કર્યો. અજ્ઞાન અને રૂઢિચુસ્ત લોકોએ આ ફેરફાર સામે "અમારા અગિયાર દિવસ પાછા આપો"નો બળવો કર્યો; પણ તેને શાંત પાડી દેવામાં આવ્યો હતો. રશિયા ઘણાં વર્ષો સુધી જૂના મત પ્રમાણે પાછળ હતું—જોકે હવે તે પણ સૌની હરોળમાં આવી ગયું છે.

**ન્યૂટન**

ઈંગ્લેંડના મહાન ગણિતશાસ્ત્રી અને વૈજ્ઞાનિક ન્યૂટને તો ખગોળના જ્ઞાનમાં મહાન પરિવર્તન કરી નાંખ્યું. ઈ. સ. ૧૬૮૭ માં તેનું મહાન પુસ્તક 'પ્રિન્સીપિયા' બહાર પડ્યું. તેના ગુરુત્વાકર્ષણના ત્રણ સિદ્ધાંતો રજૂ થયા અને તે સર્વમાન્ય થયા. ગણિતની દૃષ્ટિએ ખગોળની ગણતરીઓ બહુ જ સરળ થઈ ગઈ. ગ્રહોની ચાલ નક્કી કરી શકાઈ અને ગણિતશાસ્ત્રીઓની મદદથી વિજ્ઞાનીઓએ દૂરબીનની પૂરેપૂરી સહાય લઈ ખગોળમાં ખૂબ પ્રગતિ સાધવા માંડી. ખગોળમાં ન્યૂટનની શોધનું પ્રભુત્વ સ્થપાયું, અને તે અઢીસો વર્ષ સુધી ચાલ્યું. તેને આધારે જ ખગોળ આજ સુધી આગળ વધ્યું છે. ન્યૂટનની ગણતરી ગુરુત્વાકર્ષણના નિયમો મુજબ આપણા સૂર્યમંડળના જાણીતા ગ્રહો પૂરતી તો બરાબર હતી; પણ તેથી આગળ તેની ગણતરીઓમાં થોડો ફેર હમણાં માલમ પડતો હતો.

**આઈનસ્ટીન**

પ્રકાશનો વેગ સેકંડના એક લાખ છાસી હજાર માઈલનો નક્કી થયો હતો; પણ દૂરના તારાઓ તરફથી આવતા પ્રકાશની દિશાઓમાં થોડી કળાઓનો ફેર પડતો હતો. ઈ. સ. ૧૯૦૫ માં જર્મનીના એક યુવાન યહુદી વિદ્વાન આઈનસ્ટીને એક મોટો ધડાકો કર્યો. એણે એનો સાપેક્ષવાદ રજૂ કર્યો. ગુરુત્વાકર્ષણ જેવું કંઈ બળ જ નથી; પણ

પદાર્થોની ગતિને હિસાબે જે દિક્‌માં તે રહ્યા હોય તે દિક્ પર તેના દ્રવ્યનું દબાણ થાય છે અને તેથી તે સહેજ વક્ર થાય છે. અવકાશમાં વક્ર થતું દિક્ તેમાંથી નીકળતા તેજશક્તિપ્રસારણ ઉપર અસર કરે છે, અને તેની ગતિ પણ સહેજ મરડાય છે. તેની વક્ર થયેલી સપાટીને 'જીઓડેસિક' નામ આપવામાં આવ્યું છે. બધી ગતિઓ સાપેક્ષ છે. કોઈ સ્વતંત્ર ગતિ માપી નથી અને હોય તો તે માપી શકાય નહિ. આ અસર ગુરુત્વાકર્ષણ જેવું જ બળ બતાવે છે. આ શોધથી મોટો ઉલ્કાપાત થયો. ઘણા વિદ્વાનો તેની વિરુદ્ધ પડ્યા; પણ કેટલાકોએ તેની તપાસ શાસ્ત્રીય રીતે કરવા માંડી, અને દસ વર્ષમાં તો, એટલે ૧૯૧૫માં તો, તે સાપેક્ષવાદનો સિદ્ધાંત સર્વત્ર સ્વીકારાયો—જોકે તે બરાબર સમજી શકે કે સમજાવી શકે તેવા તો બહુ ઓછા છે. પછી તો તેમાં સુધારાવધારા કરી નિશ્ચિત રૂપમાં ઍનસ્ટીને તેનું ગણિત પણ કરી બતાવીને વિદ્વાનો સમક્ષ રજૂ કર્યું. ન્યૂટનના સિદ્ધાંતોનું અઢીસો વર્ષ પછી ખંડન થયું—જોકે પરિણામ તો સાધારણ રીતે એક જ છે, અને ગણિતમાં પણ સહેજ જ ફરક આવે છે.

### ઍનસ્ટીનનું પરિમિત વિશ્વ

જે પ્રગતિ ખગોળમાં દૂરબીનથી અને વર્ણપટ (સ્પેક્ટ્રમ)થી થઈ છે અને આપણી વિશ્વરચના અને તેના વિસ્તારનું જે જ્ઞાન આપણને મળ્યું છે તેને આ શોધ બહુ અનુકૂળ બની છે. હજારો પ્રકાશવર્ષ દૂરના તારાઓનાં આપણી પૃથ્વી પર સૂર્યની પાસે થઈને આવતાં કિરણોની દિશાઓનાં માપ ખગ્રાસ સૂર્યગ્રહણ વખતે લઈ શકાય છે. તે મુજબ બારીક અવલોકન કરતાં તેમાં જીઓડેસિક સિદ્ધાંતો પ્રમાણે ધાર્યા મુજબ વક્રતા હોવાનું સાબિત થયું છે. તેમાં આપણા હિંદુસ્તાનના વિજ્ઞાનવેત્તા ફીડરલ કોર્ટના જસ્ટીસ સ્વ. સર શાહમહમદ સુલેમાને પોતાના લેખ દ્વારા ગણિતથી સુધારા દર્શાવી ઍનસ્ટીનના કરતાં વક્રતા $\frac{4}{3}$ (ચાર તૃતીયાંશ)થી $\frac{3}{2}$ (ત્રણ દ્વિતીયાંશ) ગણી સાબિત કરી છે. ઉપરાંત આ સિદ્ધાંતની તપાસ અધ્યાપક એમ. એન. સહાએ પણ હંસમંડળના પહેલા તારાના પ્રકાશ પરથી કરી છે. ઍનસ્ટીન પોતાના દિક્‌ને 'કોંટિનમ' નામ આપે છે તે વક્ર છે. કંઈક પૂરી માફક ફૂલેલું પણ અંડાકૃતિનું બંધ છે

તેમાં આપણા જેવાં અનેક વિશ્વો સમાઈ. જાય છે તે હંમેશાં બધી બાજુએ વિસ્તાર પામતું જાય છે. અને હાલની ગણતરી પ્રમાણે ઐનસ્ટીનના બ્રહ્માંડનો વિસ્તાર ૧૭૦ અબજ પ્રકાશવર્ષના વ્યાસનો થવા જાય છે. એડિંગટન અને ડીસીટર આમાં કંઈક જુદા પડે છે, પણ સર જેમ્સ જીન્સ તે સ્વીકારે છે. આકસ્મિક ઉલ્કાપાતથી અસલ હવારૂપ, સમતોલ, રાક્ષસી નિહારિકામાંથી હાલનાં વિશ્વો, સૂર્યો અને ગ્રહો થયાં છે, અને તેમાંથી બીજા અકળ અકસ્માતને પરિણામે એક તારો આપણા સૂર્યની સમીપથી પસાર થતાં ભરતીઓટના સિદ્ધાંતે આપણા ગ્રહોની અને પૃથ્વીની ઉત્પત્તિ આપણા સૂર્યમાંથી કરતો ગયો છે. બીજા અકસ્માતોથી આપણી પૃથ્વી પર મનુષ્યોને રહેવા યોગ્ય વાતાવરણ તથા ઉષ્ણતામાન ઉત્પન્ન થયાં છે. વિદ્વાનોના મત મુજબ તો કોઈ પણ ગ્રહ પર મનુષ્યવસ્તી નથી. હકસલીના ૭ વાંદરાઓ ટાઈપરાઇટર પર આંગળીઓ ફેરવ્યા કરે અને તે કારણે અકસ્માત શેક્સ્પિયરના કાવ્યની એકાદ લીટી બની જાય એવી આ વાત છે.

### ત્રણથી વધુ પરિમાણો (ડાઈમેન્શન્સ)ની શક્યતા

વસ્તુઓના માપનાં ત્રણ પરિમાણો આપણે જાણીએ છીએ: લંબાઈ, પહોળાઇ અને જાડાઈ. તેમાં હવે દિક્કાળ (ટાઇમ સ્પેઇસ)નું ચોથું પરિમાણ ઉમેરાયું છે. આપણે તો માત્ર ત્રણ જ પરિમાણની વસ્તુ જોઈ શકીએ છીએ; પણ વસ્તુઓ અને બનાવો ત્રણથી વધારે પરિમાણમાં હસ્તી ધરાવતાં હોય તેમાં તે ફક્ત ત્રણ પરિમાણમાં છાયાચિત્રો જ આપણે જોઈ શકીએ. એક અંધારી ગુફામાં આપણે હોઈએ, તેની ભીંત પર બહારનો પ્રકાશ પડતો હોય અને બહાર જે કંઈ બનતું હોય તેના ઓળા ભીંત પર દેખાતા હોય તો આપણે સિનેમાનાં ચિત્રો માફક તે ઓળા જોઈને તેમાંથી તર્કમાત્રથી જેવી અસલ વસ્તુઓ કલ્પી શકીએ તેવું આ છે. ઐનસ્ટીનના સાપેક્ષવાદ પ્રમાણે વધારે પરિમાણમાં બનતા બનાવોને ફક્ત ત્રણ પરિમાણમાં આપણે સાપેક્ષ જોતા હોઈશું અને તેમને આપણી કલ્પના અને અનુભવ પ્રમાણે રૂપ આપતા હોઈશું. આપણી કલ્પના વાસ્તવદર્શનથી ઘણી જુદી પણ પડતી હોય. ઐનસ્ટીનના 'કૉંટિનમ'માં પદાર્થોની ગતિ સાથે ચીલા પડે જાય છે. કોઈ ખાડાટેકરાવાળી

ખીણુમાં એક લશ્કરી ટૅંક સર્વે વસ્તુઓને દબાવતું ઊંચુંનીચું થતું ચાલ્યું જાય તેનો જેવો માર્ગ હોય તેવો ઊંચોનીચો માર્ગ પદાર્થોની ગતિના દબાણથી પડે છે. તે તેના નિશ્ચિત માર્ગે ચાલ્યું જાય છે. બીજે કોઈ રસ્તે તે જઈ શકે જ નહિ. દિક્કાળનો નિયમ તેના દ્રવ્ય (માસ) તથા કાર્યશક્તિપ્રસારણ (રેડિયેશન)ની રેખાઓના સંમેલનથી થતા માર્ગને લાગુ પડે છે. તે જ પ્રમાણે તેની તાત્ત્વિક સપાટીમાં મન તથા બુદ્ધિને પણ તેવો જ નિયમ લાગે છે. આ બંને માર્ગોના ફળરૂપે જ્યાં તે માર્ગો એકબીજાને છેદે છે ત્યાં બનાવો બને જાય છે (અને એમ જ બનવું જોઈએ એમ ઍનસ્ટીન કહે છે.) આ દૃષ્ટિએ મનુષ્યજીવનમાં સ્વાતંત્ર્ય બહુ જ ઓછું છે. આ ભૌતિકવિજ્ઞાનનો સિદ્ધાંત ખગોળના વિશ્વને પણ લાગુ પડે છે. થર્મોડાયનેમિક્સના ઊતરતી કોટીના થતા જતા કાર્યશક્તિ (એનર્જી)ના કણોનો નિયમ તેમ જ મેકસ પ્લાંકના તૂટક કણોનો પુંજવાદ (ક્વૉંટમ થિયરી) પણ ખગોળના જગતને લાગુ કરાયો છે. નિયતિવાદ કે કાર્યકારણ નિયમ ખગોળવિશ્વને લાગુ પડતો જણાતો નથી.

ડૉ. કાંતિલાલ પંડ્યાએ એક નાની પુસ્તિકા ઍનસ્ટીનના સિદ્ધાંત પર લખી છે. તે સિવાય ગુજરાતીમાં તેનું સાહિત્ય મુદ્દલ નથી; અને આપણે માટે તે સમજવું પણ અતિ મુશ્કેલ છે, એટલે આ બાબતમાં આટલેથી જ વિરમીશું; પણ ખગોળમાં પાશ્ચાત્ય વિદ્વાનો કેટલા આગળ વધ્યા છે તેનો કંઈક ખ્યાલ આપણને આ પરથી આવી જાય છે.

**ખગોળ અને ગણિતનો સંબંધ**

ખગોળ અને ગણિત સાથે સાથે ખભેખભો મિલાવીને હરીફાઈથી પ્રગતિ કર્યે જાય છે. ખગોળ અમુક સામગ્રી ગણિત આગળ મૂકે છે. ગણિત બુદ્ધિનો ઉપયોગ કરી ગણતરીથી અમુક વસ્તુ વિષે ખબર આપે છે. તે વસ્તુ કેવી છે તે તે કહી શકતું નથી; પણ તે શું કરે છે, તેનું વર્તન કેવું છે, તેની ગતિ ક્યાં પહોંચે છે, તેનું આકર્ષણ કેટલું છે, તે સંબંધી તે જ્ઞાન આપે છે. તે મુજબ પોતાના પ્રયોગો સૂક્ષ્મદર્શક યંત્ર મારફત કરી વિજ્ઞાનશાસ્ત્રી આગળ વધે છે, અને તેમાં અમુક ભૂલ આવતી ગણિતકારને દર્શાવે છે. ગણિતકાર તે ભૂલનું ગણિત કરી અમુક દિશાએથી અમુક શક્તિ વચ્ચે ડખલ કરે છે તેથી

ક્ષતિ આવતી હશે તેમ જણાવે છે. વિજ્ઞાનશાસ્ત્રી તે માહિતીથી દર્શાવેલી દિશા તરફ ફરી દૂરબીન તાકે છે ને પરિણામે નવા ગ્રહની શોધ થાય છે. નેપ્ચ્યુન અને ૧૯૩૦માં નોંધાયેલા નવા ગ્રહ પ્લૂટોની શોધો આમ એકબીજાની ભૂલો ચકાસતાં થયેલી છે.

## ખગોળનું ક્ષેત્ર

ખગોળનું ક્ષેત્ર વિશાળ અને વિવિધરંગી છે. તદ્દન પ્રાથમિક સૂક્ષ્મ ઇલેક્ટ્રોનથી માંડીને મોટાં બ્રહ્માંડો સુદ્ધાં એમાં સમાઈ જાય છે. એ બધાંની ઉત્પત્તિ એક જ મહાન જ્યોતિમાંથી હશે, અને બધાં પાછાં અનંતકાળ પછી લય પણ એક જ મહાન જ્યોતિમાં પામશે એવું સંભવે છે. ખગોળનો હેતુ માત્ર ક્ષણિક આનંદ આપવાનો નથી. બુદ્ધિને વધારે પ્રોત્સાહિત કરનાર, કલ્પનાને વધુ તેજ બનાવનાર તથા દૃષ્ટિ તેમ હૃદય બંનેને વિશાળ કરનાર આ શાસ્ત્ર જેવું બીજું એકે શાસ્ત્ર નથી. ગમે તેવા નિરાશાવાદીને પણ તે આશાવંત બનાવે છે. તે હંમેશાં મનુષ્યની નજર સમીપ વધુ ને વધુ મોટી સૃષ્ટિઓ—ભૌતિક, માનસિક અને નૈતિક—ખડી કરે છે. આ બધાંમાંથી મળતો માનસિક આનંદ અવર્ણ્ય છે. તેમાં પ્રકૃતિનું ઘણું વિશાળ સ્વરૂપ તેની પૂર મસ્તીમાં આપણે નિહાળી શકીએ છીએ. તેના ભેદોમાં દૃષ્ટિપાત કરતાં કરતાં જાણે પ્રકૃતિ સાથે જ આપણે વાતો કરતા હોઈએ એમ લાગે છે, અને તેની સૌંદર્યલીલામાં તલ્લીન થઈ પ્રકૃતિદેવીની વિશાળતા, મહાન શક્તિમાન પ્રભુના અગાધ મહિમા અને મનુષ્યની પામરતાના વિચારોમાં આશ્ચર્ય સાથે ગર્ક થઈ જઈએ છીએ.

આ વિષયમાં હવે આ સાહિત્ય પરિષદમાં વધુ ઊંડા ઊતરી શકીએ નહિ; પણ વિજ્ઞાનમાં કેટલું અગાધ જ્ઞાન આપણી સમક્ષ પડયું છે અને તે બધાને આપણી ભાષામાં ઉતારવાનું કામ કેટલું કઠિન છે તેનો ખ્યાલ આ ઉપરથી આવશે, અને સાથે સાથે સર સી. વી. રામનનું કથન “વિજ્ઞાન દ્વારા માનવજાતની સેવા સાધી શકાય તેવી બીજા કશાથી નહિ” સત્ય છે એમ સમજાશે.

આચાર્ય ચંદુલાલ એન. વકીલે હમણાં જ ગુજરાતની નવરચના

વિષે ચર્ચા કરી હતી. તેવી જ ચર્ચા ગંભીર રીતે હાલમાં ઘણા ગુજરાતી વિદ્વાનો કરી રહ્યા છે; અને કદાચ તે સંબંધી ચોક્કસ યોજના થોડા વખતમાં ઘડાશે. આ યુનિવર્સિટીમાં વિજ્ઞાનને અગ્રપદ આપવામાં આવશે અને કલકત્તા યુનિવર્સિટીની માફક વિજ્ઞાનનાં જુદાં જુદાં અંગ તેમાં પોષાશે એમ ધારવું આ વિજ્ઞાનયુગમાં અનુચિત નહિ ગણાય. ગુજરાતી સાહિત્ય પરિષદ તેને અચૂક ટેકો આપશે જ.

**વૈજ્ઞાનિક સાહિત્યકારો**

વિજ્ઞાનસાહિત્યના લેખકોમાં તીવ્ર બુદ્ધિ ઉપરાંત સ્પષ્ટતા અને ચોકસાઈ જોઈએ; પોતાના વિષયમાંથી સાર ગ્રહણ કરી તેનાં કિરણો જનસમાજમાં કુશળ રીતે ફેલાવવાની આવડત જોઈએ. સદ્‌ભાગ્યે તેવા સાહિત્યલેખકોની સંખ્યા આપણે ત્યાં વધતી જાય છે. પ્રો. સાંકળચંદ જે. શાહ, ડૉ. કાંતિલાલ પંડ્યા, ડૉ. કુંવરજી નાયક, પ્રો. વીરમિત્ર દીવેટિયા, અધ્યાપક ખુશાલ ટી. શાહ, તથા ડૉ. ભાઈલાલ પટેલ જેવા વિજ્ઞાનવેત્તાઓ છે. શ્રી પોપટલાલ શાહ જેવા વૈજ્ઞાનિક ઉત્સાહી ધગશવાળા સાહિત્યનેતા છે. ડૉ. યશવંત નાયક, શ્રી. ધનજીભાઈ ફકીર, શ્રી. હરિહર ભટ્ટ, ડૉ બાળકૃષ્ણ પાઠક, શ્રી. ભાઈલાલ કોઠારી અને શ્રી. ભીમભાઈ દેસાઈ જેવા વિજ્ઞાનના પ્રેમી તેમ જ ભવિષ્યમાં આશા આપતા અભ્યાસીઓ છે. શ્રી. રેવાશંકર સોમપુરા, દુર્ગાશંકર શાસ્ત્રી, દેસાઈભાઈ નાથાભાઈ પટેલ અને હરિનારાયણ આચાર્ય જેવા પ્રાસાદિક લેખકો છે. ઉપરાંત બાપાલાલ વૈદ્ય, ગોકળદાસ બાંભડાઈ, ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર, મનુભાઈ વૈદ્ય, સુરેશ દીક્ષિત, તથા ગજાનન ભટ જેવા પોતાના વિષયમાં પારંગત વિજ્ઞાનસેવકો પણ છે. આ અને બીજા સૌ સહકાર કરે તો સુંદર વિજ્ઞાનસાહિત્ય ઊભું કરી શકે.

**છેવટે**

અંતમાં વિજ્ઞાનસાહિત્યના ઉત્કર્ષ માટે જે કંઈ મેં કહ્યું છે તેના સારરૂપે થોડું જણાવી જઉં:—

( ૧ ) વૈજ્ઞાનિકોએ એક પવિત્ર ફરજ તરીકે દ્રવ્યપ્રાપ્તિની જરા પણ ઇચ્છા ન રાખતાં જનસમાજની રસવૃત્તિ કેળવે તેવું પ્રાણવાન

સાહિત્ય આપી વિજ્ઞાન માટેની ભૂખ અને જિજ્ઞાસા ઉત્પન્ન કરવી જોઈએ.

(૨) સાહિત્ય પરિષદે અત્યાર સુધીની પોતાની નીતિ બદલી, વિજ્ઞાન તરફ સહાનુભૂતિ દર્શાવી પોતાના મંડળમાં જ એક કાયમી વિજ્ઞાનસમિતિ નીમવી જોઈએ. તે સમિતિ મંજૂર કરે તેવા સાહિત્યને ઉદારતાથી ઉત્તેજન આપવું અને પ્રગટ કરવું જોઈએ.

(૩) એક સુંદર અને રસમય વિજ્ઞાનનું માસિક શરૂ કરવું જોઈએ.

(૪) ભાષણો અને પ્રયોગો દ્વારા વિજ્ઞાનનો ફેલાવો આ સમિતિએ કરવો જોઈએ.

(૫) લેખકોના ઉપયોગ માટે જેમ બને તેમ જલદી એક સત્તાવાર વૈજ્ઞાનિક શબ્દકોષ બહાર પડાવવો જોઈએ.

(૬) દેશી રાજ્યો વિજ્ઞાનસાહિત્યને ઉત્તેજન આપવાનું ચાલુ રાખે.

(૭) ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભારતી વિદ્યાભવન, ગુજરાત સાહિત્યસભા, ગુજરાતી સાહિત્ય સંસદ વગેરે મંડળો પોતપોતાના વિજ્ઞાનવિભાગો રાખે ને તેમને ઉત્તેજન આપે. મ્યુનિસિપાલિટીઓ પણ વિજ્ઞાનના કાર્યમાં મદદ આપી શકે.

(૮) શુદ્ધ અને સૂક્ષ્મ ગણિતવાળાં પંચાંગ દર વર્ષે ગુજરાતમાં પ્રસિદ્ધ થવાની જરૂર છે. આ કાર્ય જ્યોતિષીઓ અને અભ્યાસીઓ ઉપાડી લે.

(૯) વડોદરા રાજ્ય તેના મહાન દરજ્જાને યોગ્ય એવી મોટી એક વેધશાળાની સ્થાપના કરે.

અંતે સાહિત્ય પરિષદ સંમેલને મને મારા વિચારો દર્શાવવાની તક આપી તે માટે તેમનો અને આપ સૌનો અત્રે આભાર માનું છું.

